થમાળા અંક ૫.

॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

# વબાલશિક્ષા

[ ભાગ ત્રીજો.- ]



શ્રીધર ગોસ્વામીશ્રી ૬ શ્રીવલ્લભાચાર્યજી મહારાજશ્રીની આજ્ઞાથી

લેખકઃ પ્રકાશકઃ

નકિંકર. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.

૭ પ્રત પાંચ હજાર. સં. ૧૯૮૧

કિંમત બે આના. ૧૦૦ નકલના ૧૧ રૂપીઆ.

## વૈષ્ણવબાલગ્રંથમાળા

**પહેલો ભાગ**—સવારે પથારીમાંથી ઉઠતાંવેં... પછીથી ટુંકામાં ટુંકો નિત્ય નિયમ કેવો હોવો જોઇએ, તે ... આ નાના ગ્રંથમાં છે. ત્રીજીવાર ૧૦ હજાર નકલો ... છુટક નકલના ત્રણ પૈસા અને ૧૦૦ નકલના ૪ રૂપી...

**શ્રીદયારામવાણી**—દયારામભાઇનાં ઉત્તમ સિદ્ધાં... પદો રોજ ગાવા લાયક છે. કીં. એક આનો, ૧૦૦ ના ...

**બીજો ભાગ**—આ ભાગ તો નાનાં બાળકો હેતુ... ખુશ થઇને વાંચ્યાજ કરશે. પરિણામે દરેક બાલક ... ચુસ્ત ભક્ત બનશે. પાંચ હજાર નકલો ખપી ગઇ છે. ... મોટા સુધારા વધારા સાથે કવિતાઓ ઉમેરીને છપાવ્... નકલના છ પૈસા અને ૧૦૦ નકલના ૮ રૂપીઆ.

**વૈષ્ણવ બાળપોથી**—એક ભક્તિવાળી માતા પો... કડા કુમળા બાળકની ધર્મવૃત્તિઓ કેવી રસિક રીતે... આ તદ્દન સહેલી ભાષામાં લખાયલા પુસ્તકમાં ... કીં. ૦-૧-૬, સો પુસ્તકના રૂ. ૮.

**બાલિકાશિક્ષા**—એક સેવારસિક ભક્તિવાળી મા... નાની બાળાની સેવારસની ભાવના શી રીતે ખી... પુસ્તકમાં સુંદર રીતે સહેલી બાળભાષામાં બતાવ્યું ... ૦-૧-૬, સો પુસ્તકના રૂ. ૮.

**ચોથો ભાગ**—ભક્તિ અને તત્ત્વજ્ઞાનની એકતા ... સરળ ભાષામાં છપાય છે.

---

લેખક—**મોતીભાઈ અવિચળભાઇ પટેલ,**
શ્રીદેવકીનંદન નિવાસ, સ્ટેશન પાસે-અમ...

પ્રકાશક—**વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી,**
શ્રીદેવકીનંદન નિવાસ, સ્ટેશન પાસે-અ...

મુદ્રક—**સોમાલાલ મંગળદાસ શાહ,**
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકુવા—અ...

છતાં તે નથીજ ઉખડી શકતી, અને તેથી માબાપોએ નાનપણથીજ ધાર્મિક કેળવણી આપવી જોઇએ. અન્ય ધર્મવાળાઓ ઘરમાંજ નાનપણમાં બાલકને ધર્મની કેળવણી આપે છે, તેથી મોટપણે પણ તે સ્વધર્મ ચુસ્ત રહે છે, જ્યારે આપણા સનાતન ધર્મીઓને કે વૈષ્ણવોને પોતાનેજ ધર્મની પડી નથી હોતી, તો બાળકમાં તો શું જ રેડી શકે? આનાંજ પરિણામે મોટપણે બાળક સ્વધર્મથી ડગમગે છે, ને પોતાનો ધર્મ છોડી બીજી બાજુ પ્રેરાય છે. તિલક કરતાં શરમાય છે. આ આપણા ગૃહજીવનની કેવી માઠી દશા? પોતાનો ધર્મ પાળતાં પણ શરમ આવે આવી અધમ દશા કોની હોય ને એવા માબાપો પ્રભુ પાસે શો જવાબ દેશે? પોતાને મજા થાય તે ભક્તિમાન થાય એવીજ ભાવનાથી ભક્તિમય ગૃહસંસાર માંડનાર વૈષ્ણવો જ્યારે પોતાનાંજ બાળકોને નાસ્તિક ને ધર્મપર પ્રીતિ વગરનાં બનાવી મુકે, ત્યારે તેનો જવાબ તેઓ પ્રભુ પાસે શો આપી શકે? સ્વધર્મનિષ્ઠ ન હોય એવી પ્રજા તે પ્રજા નથી, પણ ઉપાધિ કે દુઃખ છે, વિટંબના છે, આવું વૈષ્ણવ બંધુઓ સમજે તો કેવી મજા પડે?

દીનકિંકર.



## અનુક્રમણિકા.





॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

# વૈષ્ણવબાલશિક્ષા.

## ( ભાગ ત્રીજો. )

### પાઠ ૧ લો.

### શ્રીકૃષ્ણની ઉજાણી.

કનુ—ગુરુજી, મારા બાપા ગાય લાવ્યા, હું અત્યારે ગાયનું દૂધ પીને આવ્યો છું, મને મારી ગાયનું દૂધ રોજના કરતાં બહુ મીઠું લાગે છે. રોજ અમે વેચાતું દૂધ લાવીને ખાતા.

ભગુ—ગુરુજી, ત્યારથી અમે તમારા કહ્યા પ્રમાણે પ્રભુનું ભજન કરીએ છીએ; ત્યારથી અમને બહુ મજા પડે છે. અમારૂં મન પણ બહુ આનંદમાં રહે છે. હવે પહેલાની પેઠે કાંઈ ધર્મની વાત કહો.

ગુરુજી—આજે તો તમને શ્રીકૃષ્ણની ઉજાણીની વાત કહીશ.

બાળકો તો આ સાંભળી રાજી રાજી થઇ ગયા, અને

બે હાથે તાળીઓ પાડવા મંડી પડયો, અને બોલ્યો કે, આજ તો ખરી મજા પડશે.

ગુરુજી—શ્રીકૃષ્ણ એક દિવસે પોતાના ભાઈબંધ ગોવાળીઆઓ સાથે ગાયો ચારવા ગયા. ત્યાં હંમેશાં પોતાને ખાવા માટે કંઈક કંઈક પણ લઈ જાય, અને દરેક ગોવાળીઓ કંઇકને કંઈક ચાવણું લાવે. બધાએ એકઠા થઈ વિચાર કર્યો કે, આજે આપણે ઉજાણી જમીએ. બધા જાઓ, કાંઇકને કંઇક ફળ લઈ આવો. બધા દોડયા; કોઈ કાકડી, કોઈ બોર, કોઇ સીતાફળ, કોઈ દરાખ પણ લાવ્યા. માખણ અને ગળી સાકર તો ઘેરથી લાવ્યાજ હતા. પછી બધું એક ગોવાળીઆની કામળી પાથરી એકઠું કર્યું. પછી મોટાં મોટાં ઢાલો જેવાં વડનાં ને ખાખરાનાં પાન લાવ્યાં. બધા હારબંધ બેસી ગયા. પછી શ્રીકૃષ્ણે બધાની પાસે એકેકું મોટું પાદડું મૂક્યું. વળી બીજાએ એક એક પાનના પડીઆ બનાવ્યા હતા, તે મૂકયા. પછી પીરસવા માંડયું. કોઈએ બોર, કોઇએ સીતાફળ, કોઇએ દરાખ, કોઇએ સાકર કોઇએ માખણ એમ બધું પીરસી દીધું. શ્રીકૃષ્ણ બધાની વચ્ચે બેઠા. પછી દરેકે ખાવાનું શરૂ કર્યું બધા આનંદથી ખુશી થતા જાય ને ખાતા જાય.

શ્રીકૃષ્ણ—અલ્યા, આ બોર મને બહુ મીઠાં લાગે છે. બોર બહુ સરસ છે, લાડું કરતાં પણ મને બોર ખાવામાં ઘણી મજા પડે છે.

સુબલ—પ્રભુજી, મને તો સાકર બહુ ભાવી, સાકર તો બહુજ મીઠી લાગે છે. તમને તો શ્રીરામની પેઠે બોરજ બહુ ભાવે છે, મારાં માતાજીએ એકવાર વાત કહી હતી કે, શ્રીરામ વનમાં ગયા; ત્યારે સબરી ભીલડીનાં મીઠાં બોર ખાધાં હતાં. તમે પણ રામ જેવાજ છો.

શ્રીદામા—સુબલ; મને તો સીતાફળ બહુજ મીઠું લાગ્યું, એની મજા કાંઇ જુદીજ આવી. સીતાફળમાં શી મીઠાશ?

મધુ—ગુરુજી, મારા મોંમા તો આ વાત સાંભળી પાણી આવ્યું.

બળદેવજી—એ સુબલ, મને તો માખણમાં મજા પડી, સુંવાળું સુંવાળું મોંમાં મુકતાની સાથે ગટ ગળે ઉતરી જાય, શ્રીકૃષ્ણને ઘેર તો માખણ બહુજ ભાવે છે, પણ અહીં બોર ખાધાં.

શ્રીકૃષ્ણ—માખણ તો મિસરી ભેળવેલું ગળ્યું હોય તો મને ભાવે, મોળા માખણમાં શું ભાવે? માતાજી તો મને મિસરી ભેળવીને આપે છે.

બળદેવજી—પણ શ્રીકૃષ્ણ, પેલી છાશ રહી ગઇ, એ પીરસવાનું કેમ ભુલી ગયા?

શ્રીકૃષ્ણ—ભાઈ, હું નથી ભુલ્યો, છાશ તો ઉજાણી જમીને પછી પીવાય, હવે ચાલો પીએ. એટલે ખાધેલું પચે, બધા પડીઆ હાથમાં લઇ લો. બધાએ પાંદડાના પડીઆ હાથમાં લીધા; એટલે ભગવાને છાશ પીરસી. દરેકને

આ છાશ બહુ મીઠી લાગી, કારણ કે શ્રીકૃષ્ણે તેમને આનંદથી પીરસી. પછી બધા એકઠા થઇ શ્રીજમનાજીમાં હાથ ધોઈ આવ્યા, અને મેં સાફ કર્યું, પાણી પીધું. આકાશમાંના દેવોએ પ્રભુને ફૂલોથી વધાવ્યા, બધા એક બીજા સાથે વાતો કરવા લાગ્યા કે આજે ઉજાણીમાં બહુ મજા પડી.

---

## પાઠ ૨ જો.

## પ્રભુની વાંસળી.

બાબુ—ગુરુજી! કાલે તમે વાત કહી તેમાં દેવોએ પ્રભુને શા માટે વધાવ્યા?

ગુરુજી—બાબુભાઈ, દેવો રોજ આકાશમાં રહી પ્રભુનાં દર્શન કરી જતા. તેમનામાં એવી શક્તિ હોય છે કે, તેઓ અદ્ધર આકાશમાં પોતાનાં વિમાન ઉભાં રાખે છે. પ્રભુની ઉજાણી તેમણે વિમાનમાં બેસી જોઇ એટલે તે ઉજાણીનો આનંદ જોઇ ખુશી થયા; ને પ્રભુની આવી ગંમત જોઇ તેમને વધાવ્યા.

કેશુ—ગુરુજી, એ એટલી બધી વાર એકઠા થઇ ઉજાણી જમ્યા, ત્યારે તેમની ગાયો જતી નહિ રહી હોય?

ગુરુજી—બધા ઉજાણી જમીને ઉઠ્યા, ત્યારે ગાયો જતી રહી હતી. બધા ગોવાળીઆ ગભરાઇ ગયા કે, આવડા મોટા જંગલમાં હવે ગાયો શી રીતે શોધી કાઢીશું? ત્યારે પ્રભુએ કહ્યું કે ગભરાશો નહિ, હું બધી ગાયોને અહીં બોલાવી

લાવું છું હમણાં દોડતી આવશે. આ સાંભળી બધા ગોવાળીઆ રાજી રાજી થઇ ગયા. ભગવાને તો હાથમાં પોતાની બંસી લીધી. ને મીઠી મીઠી વગાડી, એટલે વાંસળી સાંભળી ગાયો દોડતી આવી પહોંચી, આવીને બધી શ્રીકૃષ્ણની ચારે તરફ કાન માંડીને ઉભી રહી. કોઇ પૂછડાં ઉંચાં કરી થરથર આનંદથી કંપી ગઇ કોઇ ડ્મકલાવા લાગી.

મનુ—ગુરુજી: એ વળી શ્રીકૃષ્ણ એવી કેવી વાંસળી વગાડતા હશે કે, ગાયો ચરવાનું મુકીને દોટ મુકે ?

ગુરુજી—ભાઈ, શ્રીકૃષ્ણ તો જ્યારે વાંસળી વગાડે, ત્યારે આખી પૃથ્વીમાં આનંદ આનદ વર્તી રહે. ઘાસ ખાતી ગાયોનાં મોંમાં કોળા એમને એમ રહી જાય, જમુનાનાં નીર વહેતાં બંધ થઈ જાય, માછલાં નાચતાં નાચતાં બંધ રહી જાય ને પાણીની સપાટીપર આવી વાંસળી સાંભળે, વૃક્ષો વાંસળી સાંભળી પ્રભુને ફૂલપાન વડે વધાવે, એ પાંદડાં જ્યારે વૃક્ષ ઉપરથી પડતાં, ત્યારે જાણે વાંસળીના નાદના હરખથી ઝાડો આંસુ ન પાડતાં હોય એવું લાગતું, વેલો ફૂલો વરસી ને ફાલી જતી, જંગલનાં પંખીઓ માળામાં શાંત થઈ જતાં. વગડાનાં પશુ દૂર ઉભાં રહી સાંભળતાં, કમળનાં ફૂલ તો પહોળાં પહોળાં થઇ જાય. આકાશમાં દેવો તો વાંસળી સાંભળી હરખઘેલા થઇ જાય. સ્વર્ગનો રાજા ઇંદ્ર તો ઇંદ્રાસન ઉપરથી ઢળી પડે. મહાદેવજીનું ધ્યાન છુટી જાય.

બ્રહ્માજી એટલીવાર સૃષ્ટિ રચવાનું ભુલી જાય. શ્રીકૃષ્ણની બંસીની વાત તો શું કહું ?

કેનુ—ગુરુજી, જો આપણે તે વખતે હોત તો કેવી મજા પડત ! હું તો એ વાંસળી સાંભળીને શ્રીકૃષ્ણનો કેડો જ ના મુકું.

ગુરુજી—કેનુ, સંત પુરુષો કે જે શ્રીકૃષ્ણની ભક્તિ એક તારથી કરે છે, તે આજે પણ એ વાંસળી સાંભળી શકે છે. આપણા ગુજરાતમાં એક દયારામ કરીને ભક્તરાજ થઈ ગયા; એમણે શ્રીકૃષ્ણની વાંસળી સાંભળી હતી, સૂરદાસ કરીને એક ભક્ત થઇ ગયા. તે તો શ્રીકૃષ્ણને રમતાં દેખે, ને વાંસળી પણ સાંભળે.

---

## પાઠ ૩ જો.

## દિવ્ય ચક્ષુ.

બાબુ—ગુરુજી, તમે કાલે કહ્યું કે, સૂરદાસ ભક્ત પ્રભુને રમતાં દેખતા, પણ મેં સાંજે મારાં દાદીમાને વાત કરી ત્યારે તેમણે કહ્યું કે, સૂરદાસ તો તદ્દન આંધળા હતા આંધળા સૂરદાસ પ્રભુનાં દર્શન શી રીતે કરતા હશે ?

કેનુ—ગુરુજી, આ વાત તો તમે અમને કહી, પણ શી રીતે મનાય ?

ગુરુજી—( ખડખડ હસીને ) બાઈ કનુ, તમે તો બધા ખરા છો. તમે જાણો છો કે શ્રીકૃષ્ણ એ આપણા જેવા

માણસ નથી, પણ અલૌકિક દિવ્ય એક મોટા દેવ છે, દેવનાં દર્શન કરવાને તો અલૌકિક દિવ્ય આંખો જોઈએ. આપણી આંખો ગમે તેવી સારી હોય પણ આ આંખોએ આપણે પ્રભુને નજરોનજર દેખી શકીએ નહિ સૂરદાસને આપણા જેવી આંખો નહોતી. પણ દિવ્ય ચક્ષુ હતાં. એ દિવ્ય આંખો વડે પ્રભુનાં દર્શન કરી શકતા હતા. આપણે પણ બહુ ભજન કરીએ, તો આપણી પણ આંખો દિવ્ય બની જાય, ને આપણે પણ શ્રીકૃષ્ણનાં દર્શન કરી શકીએ.

કનુ—ગુરુજી, એ શી રીતે સમજાય ? મને તો કાંઇ સમજણ ન પડી.

ગુરુજી—આપણે રાતે ઉંઘી જઇએ છીએ, પણ સ્વપ્નું આવે, ત્યારે જાણે નજરે જોતા હોઇએ તેમ બધું જોઇએ છીએ. આંખો આપણી ઉઘાડી નથી હોતી, પણ સ્વપ્નામાં જે જે જોયું હોય તે કહીએ છીએ: એમ સૂરદાસજીને આંખો નહોતી, પણ જેમ આપણે સ્વપ્નામાં જોતા હતા, તેમ તે જાગતા જાગતા જોતા, અને તે પ્રમાણે ભજન કરતા. આપણા દયારામભાઇ પણ એવા થઇ ગયા. સૂરદાસજીનાં ભજન જો આપણે ગાઇએ, તો જાણે અત્યારેજ શ્રીઠાકોરજી રમતો રમે છે એમ લાગે.

બાબુ—મને તો એમ થાય છે કે જાણે હું હવે પ્રભુનું ખૂબ ભજન કરૂં. આ સાંભળીને મને તો કંઇ કંઇ ઉમળકા આવે છે, કંઇ કંઇ વિચારો આવે છે, શું કરૂં ?

ભગુ—(આંખોમાં પાણી ભરાઇ ગયું)-ઓ ગુરુજી એ મોટા મોટા ભક્તોના જેવા ભાગ્યશાળી કોણ ? આપણે તો બે ઘડી પ્રભુનું નામ લીધું, ના લીધું, પછી આપણી આંખો એવી શી રીતે થાય ? પ્રભુજી આપણા ઉપર દયા કરે તો કેવું સારૂં ? આમ બોલતાં બોલતાં ભગુની આંખોમાંથી દડ દડ પાણી નીકળી પડ્યું.

ગુરુજી—ભગુભાઇ, તમારા પર પ્રભુની કૃપા છે, આવો પ્રેમ પ્રભુ પર રાખશો, તો જરૂર પ્રભુ તમને સુખી કરશે, ને દર્શન પણ આપશે, એ ભગવાન બહુજ દયાળુ છે.

---

## પાઠ ૪ થો.

## બાળકોની ઉજાણી.

કનુ—ગુરુજી, કાલે અમે આનંદથી ઉજાણી કરી; બહુજ મજા આવી. પણ અમે તો જલેબી, પેંડા, બરફી ટાકડી, ચેવડો વગેરે લાવ્યા હતા. વડનાં મોટાં પાનનાં પતરાળાં કર્યાં હતાં. બાબુભાઇના બગીચામાં જઇને અમે લહેર ઉડાવી. એ ઉજાણી જાણે શ્રીકૃષ્ણની ઉજાણી જેવી.

ગુરુજી—ભાઇઓ, તમારી ઉજાણીની વાત મને કહો. બાબુ, તમે કહી જશો ?

બાબુ—હા, અમે કાલે બહુજ મજા કરી. ગુરુજી, મને તો કહેતાં પણ શરમ આવે છે. કનુભાઇ બન્યા બળદેવજી, હું થયો શ્રીદામા, ભગુભાઇ થયા સુબલ અને ગોક

ઉદાસ થયા શ્રીકૃષ્ણ, બીજા કેટલાક ગોવાળીઆ બન્યા. અમે બધાએ હાથમાં લાકડીઓ લીધી હતી. દરેક જણ જુદી જુદી ચીજ લાવ્યા. કનુભાઈ લાવ્યા બરફી :પેંડા ને જલેબી, હું લાવ્યો પાકી નાની નાની મીઠી કેરીઓ, ભગુભાઈ લાવ્યા ચેવડો ને ગોકળદાસ લાવ્યા જાંબુ તથા દાડમ, અમે બધી સામગ્રી તૈયાર કરી પછી ગોળ વળીને બેસી ગયા, ને વચ્ચે બેઠા ગોકળદાસ. બધું પીરસીને શ્રીકૃષ્ણની જય બોલી અમે આનંદથી ખાધું. દરેક છોકરો પોતાને ફાવતી ચીજ વખાણતો જાય ને ખાતો જાય. એટલી બધી મજા આવી કે ગુરુજી, શી વાત કહું ? કોઇ ગોવાળીઆ તો એક બીજાની મશ્કરી કરતા જાય ને ખાતા જાય. બધા શ્રીકૃષ્ણને બહુ ખીજવતા હતા. અલ્યા, તારી વાંસળી જરા વગાડતો ખરો ! બિચારા ગોકળદાસને તો વાંસળી વગાડતાં આવડે નહિ, એટલે એક સીસોટી હતી તે વગાડે. અમે જમી રહ્યા. પણ હાથ તો અમારે કુવે ધોવા પડયા. શ્રીકૃષ્ણે જમનાજીમાં ધોયા, તેવી કોઈ નદી આપણે અહીં નથી. કાલની ઉજાણી તો અમને સાંભર સાંભર થાય છે.

ગુરુજી—એ બધું ખરૂં, પણ કનુભાઈ બરફી, જલેબી પેંડા કયાંથી લાવ્યા હતા ?

કનુ—ગુરુજી, અમથા કંદોઇને ત્યાંથી, વેચાતી લાવ્યો. અમથો કંદોઈ સારો છે, કોઇને છેતરતો નથી.

ગુરુજી—એ બધું ખરૂં, પણ અમથો કંદોઈ ખાં કઈ વાપરે છે ?

કનુ—ગુરુજી, એને ઘેર તો મોરસ અને તેવી સફેદ ખાંડના ઢગલે ઢગલા પડયા છે.

ગુરુજી—કનુ, એ પરદેશી ખાંડ તો બહુજ ખરાબ છે. એને અડીને તો નહાવું પડે, અરરર ! ! તમે આ શું કર્યું ? શ્રીકૃષ્ણની પેઠે તમે ફળ વગેરેની ઉજાણી કરી હોત તો ઠીક. આ તો તમે બહુ અધર્મ કર્યો.

કનુ—ઓ ગુરુજી, પણ શાથી અધર્મ ? એ કંદોઇ તો બહુજ ચોખવટ રાખે છે, એને ઘેરથી બહુ સારા માણસો મિઠાઈ લઇ જાય છે.

ગુરુજી—ઓ કનુભાઈ, એ ખાંડમાં તો હાડકાં નાખવામાં આવે છે. હાડકાં ને લોહી જેવી બીજી ખરાબ ચીજો વડે એ ખાંડને સફેદ બનાવાય છે, એ ખાંડ આપણાથી કેમ ખવાય ? આપણે તો દેશી ખાંડ ખાવી જોઈએ અને તેમ નહિ તો ગોળ ખાવો જોઇએ. મેં તમને તે દિવસે બજારના બનાવેલા પદાર્થ ન ખાવાનું કહ્યું હતું, તેનું કારણ એજ છે. બજારનાં ફળ ખવાય.

બાગુ—ઓ ગુરુજી, આ શું કહેવાય ? અમે તો આવું જાણતાજ નથી. આજ સુધી આપે વાત પણ અમને કરી નથી. અમારે ઘેર પણ અમે એ ખાંડજ ખાઇએ છીએ

કનુ તો સજ્જડ થઈ ગયો, શો ઉત્તર દેવો તેજ એને જડ્યું નહિ. બાબુની આંખોમાં તો પાણી આવી ગયું.

બાબુ—ગુરુજી, હવે આજથી હું કદી પણ પરદેશી ખાંડ કે બજારની એવી ચીજ ખાઇશ નહિ. કનુ તથા બીજા ભાઇએ પણ ન ખાવાનો નિશ્ચય કર્યો, ને બધા હાથ જોડી પોતાની ભૂલને માટે માફી માગવા લાગ્યા.

ગુરુજી—બજારની કોઇ પણ ચીજ શાક કે ફળ સિવાય ખાવી નહિ.

પછી બધા છોકરાઓએ પોતપોતાને ઘેર જઈ પોતાના માબાપને વાત કરી. કનુ તથા બાબુનાં માબાપે તો આ વાત સાંભળીને ઘરમાંની મોરસ તથા બુરા ખાંડ ફેંકી દીધી, ને છોકરાઓનાં બહુ વખાણ કર્યાં. હવે પછી તે નઠારી ખાંડ કદી ન ખાવાનો નિશ્ચય કર્યો.

---

## પાઠ ૫ મો.

## વ્રજનું સૌંદર્ય.

કનુ—ગુરુજી, મારા બાપાજીને કાલે કહેલી વાત મેં કહી. તેમણે તો તરતજ ઘરમાંની મોરસ અને બુરા ખાંડ ફેંકી દીધી અને મને ખુશી થઇને છાતી સાથે ચાંપ્યો; મારાં માના અંતરમાં તો મારા પર કંઇ કંઇ ઉમળકા આવે છે.

બાબુ—મારા બાપાજીએ પણ એમજ કર્યું.

ગુરુજી—ભાઇઓ, આપણો દેશ બહુ ધર્મનિષ્ઠ હ
ધધામાં પણ ધન કમાવા કરતાં ધર્મ પર પહેલાં બ
ધ્યાન અપાતું. હાલ તો બધું બનાવટી થઈ ગયું. હ
આજ પણ કંઇ શુદ્ધ વસ્તુ જોઇતી હોય, તો તે દેશ
શુદ્ધ હોય. આપણામાં જે અધર્મ પેઠા છે, તે દુ:સંગ
સત્સંગ વગર આવી વાતો જલદી જણાતી નથી. જો તમ
માબાપ પ્રભુના મંદિરમાં રોજ દર્શન કરવા જતાં હોત
તેઓ આ વાત પ્રથમથીજ જાણત, ને તમે ક્યારનાએ અ
પાપથી બચ્યા હોત. આપણાં પ્રભુનાં મંદિરોમાં સ્વદે
ખાંડજ વપરાય છે. સ્વદેશી વસ્તુઓ વાપરવી, એજ પવિ
મંદિરોનું કર્તવ્ય છે.

ગુરુજી—હવે સાંભળો, કંઈ પ્રભુજીની વાત કહું ત
સાંભળનાર રસિયા છો, તથા વાત સાંભળતાં તે પ્રમા
આચરણ કરો છો, તેથી મને બહુજ વહાલા લાગો છો, મ
બહુ આનંદ થાય છે.

ભગુ—ગુરુજી, હવે શ્રીકૃષ્ણની કંઈ વાત કહો
મારાં દાદીમા તો કહે છે કે, પ્રભુની વાતો એટલી બધી છે
કદી ખુટે નહિ.

ગુરુજી—ભગુભાઈ, તમારી વાત સાચી છે, પ્રભુ
લીલાઓ એટલે રમતો અનંત છે, એટલે તેની વાતોન
પાર નથી. સાંભળો. એક દિવસ પ્રભુને વનમાં રમવાન
ઈચ્છા થઈ. બધા ગોવાળીઆઓને કહ્યું કે, આજે આપ

હુજ રમતું છે. પવન તો મીઠો મીઠો શીતળ ને સુગંધી
ળો આવે છે, કમળ, મોગરો, બકુલ તથા બીજાં ફૂલો
મ ખીલ્યાં છે. ભમરાઓ એક ફૂલપરથી બીજા ફૂલ પર
ડાદોડ કરી રહ્યા છે. કોઇ ભમરાઓ તો પ્રભુનાં ભજન
ગાતા હોય તેમ ગણુ ગણુ કરતા ઉડી જાય છે. કોઇ જેમ
વ રમતા હોય તેમ એક બીજાની પાછળ પડે છે. પ્રભુ
મા ભમરાઓને રમતા જુએ છે. ભમરા પણ પ્રભુને નીર
ખીને બહુજ લહેર ઉડાવે છે. પંખીઓ મીઠા સુરથી ગાન
ગાય છે, ને અહીં તહીં પાંખો ફફડાવતાં ઉડાઉડ કરે છે,
તે જાણે પ્રભુને જોઇને ઘેલાં થયાં હોય એમ લાગે છે।

તળાવો તો સ્થિર થઈ ગયાં છે. જેમ પ્રભુનાં દર્શન
કરતાં ભક્તનું મુખ મલકાય, તેમ કોઇ વાર પ્રભુનાં દર્શનને
લીધે જળની સપાટી પર વાયુ ધીમી લહરી પસારે છે.
કમળો તો જાણે પ્રભુને જોઇને હસતાં હોય તેમ ફટોફટ
ખીલી ગયાં છે. કોઇ વાર પવનથી પાંદડી હલાવી હરિને
ધન્યવાદ દેતાં હોય એમ જણાય છે. જેમ ભક્ત રસમગ્ન
થતાં પોતાનું શિર ડોલાવે તેમ કોઈ કમળો તો પોતાનું અંગ
ધુણાવતાં હતાં. વેલો તો વ્રજભૂમિ પર લહેર કરી રહી છે.
લીલાંછમ જેવાં રસભર્યાં ઝાડો નીચી લટેરો નમાવી પ્રભુને
પગે લાગે છે. તે જાણે પ્રભુને દીનતાથી કહેતાં હોય કે હે
પ્રભુ, વિશ્વના માયાવી જીવોના કરતાં અમને જડને આપ
વધારે ગણો છો, તેથી અમે આપનાં બહુ ઓશીઆળાં છીએ.

આવાં વ્રજને પ્રભુ ગોવાળીઆ સાથે જોતા ફ
કોયલો ટૌકાર કરે છે. મોર શબ્દ કરતા કળા કરીને •
છે. પાસે ખળખળ અવાજ કરતી પ્રભુને નિરખી શરમ
શરમાતી શ્રીયમુનાજી દોડી જાય છે. આવી શોભાનું અ
લોકન કરતા કરતા બધા ગોવાળીઆ જોડે પ્રભુ ફરે
એવામાં બધા થાકી ગયા, એટલે બધા એક ઝાડ ને
બેઠા. ત્યાં બળદેવજી તો થાકથી સુઇ ગયા; એટલે ?
પોતાના મોટાભાઇના પગ દાબવા લાગ્યા. ખચિત
મોટાભાઇ એ પિતા તુલ્ય છે, અને તેથી પિતાની પેઠે
તેમની સાથે વર્તવું જોઇએ. જુઓ; પ્રભુ પણ એમ વ
છે. આ વખતે સુબળ વગેરે ગોવાળીઆ પ્રભુને વિન
કરવા લાગ્યા કે હે શ્રીકૃષ્ણ, અહીંથી થોડે છેટે એક વ
છે, તેમાં બહુજ ફળ થાય છે. પણ ધેનુકાસુર નામે એ
રાક્ષસ એ ફળ કોઇને ખાવા દેતો નથી. જો કોઇ ખા
જાય તો તેને મારી નાખે છે. પ્રભુ બધા ગોવાળીઆ સા
ત્યાં જવા તૈયાર થયા. ત્યાં જઇને ઝાડો હલાવી પાકાં ફ
ખેરવીને ખાવા લાગ્યા, આ જાણતાં રાક્ષસ દોડી આવ્યો
તેને બળદેવજીએ મારી નાંખ્યો. પછી બીજા તેના ભાઈબંધ
રાક્ષસો આવ્યા, તે બધાને પ્રભુ અને બળદેવજીએ મારી
નાંખ્યા. પછી સાંજ પડતાં ગાયો લઇ વાંસળી વગાડતા
ખેલતા કુદતા ઘેર આવ્યા સાંજ પડે ત્યારે વ્રજની સ્ત્રીએ
પ્રભુનાં દર્શન કરવા ભાગોળે ઉભી રહેતી પછી દર્શન
કરી ઘેર જતી.

## પાઠ ૬ ઠો.

## વેદનાં વચનો.

બાબુ—ગુરુજી, કાલે તમે વનમાં રમ્યાની વાત કરી, ાં અમને બહુ મજા આવી, વૃંદાવન એવું રૂપાળું છે ? ાવનનાં તો પક્ષી પશુ ને વનસ્પતિનાં પણ ભાગ્ય છે, મ મારાં દાદીમા ઘણીવાર કહે છે. મારે ઘેર પણ સાંજે ોઆનાં બેરાં એકઠાં થઇ સારી સારી ધર્મની વાતો કરે મારી નાની બેન તો મીઠાં મીઠાં ધોળ પણ ગાય છે. રુજી, હું તો રોજ ખાટલામાં સુતો સુતો સાંભળું છું.

કનુ—ગુરુજી. મારાં માતાજી પણ સવારમાં વહેલાં .વા ઉઠે, ત્યારે દળતાં દળતાં ઘંટી જોડે ભજન ગાય છે. હું ાજે વહેલો જાગ્યો, ત્યારે મેં જાણ્યું. શું ગુરુજી, સવારમાં જન સાંભળવામાં બહુજ મજા આવે છે !

ગુરુજી—ભાઇ, સવારમાં શાંત ચિત્ત હોય ત્યારે તો જનની મજા કંઇ જૂદીજ આવે, એમાં નવાઇ શી ?

ભગુ—ગુરુજી, હવે કંઇ મજાની પ્રભુજીની વાત કહો.

ગુરુજી—આજ તો ખરી વાત કહું ? તમને બહુ ાનંદ આવશે સાંભળો. (બધા છોકરા વાત સાંભળવા ઉપાપડ થઇ રહ્યા છે, એવામાં એક માણસ નાની નાની ર્મની ચોપડીઓ આપવા આવે છે.)

ગુરુજી—(ચોપડી હાથમાં લઇ) જુઓ કનુભાઇ, ામાં શું લખ્યું છે ?

કનુ—" માતૃદેવો ભવ, " "પિતૃદેવો ભવ, " આચાર્ય દેવો ભવ," " અતિથિદેવો ભવ."

બાબુ—ગુરુજી, આમાં તો મને કશું સમજાયું નહિ.

ગુરુજી—માતૃદેવો ભવ એટલે માતુશ્રીને દેવ જેવા માનો. પિતૃદેવો ભવ એટલે પિતાને દેવ જેવા માનો. આચાર્યદેવો ભવ એટલે શ્રીગુરુદેવને દેવ જેવા માનો. અતિથિદેવો ભવ એટલે આપણે ઘેર મેમાન પરોણો કો આવે, તેને પણ દેવ જેવો માનો.

મગુ—શું ગુરુજી, આપણે ઘેર કોઈ પરોણો કે મેમાન આવે તેને દેવની પેઠે પૂજવો?

ગુરુજી—મગુભાઈ દેવનીજ પેઠે પૂજવા એમ નહિ, પણ દેવની પેઠે તેમનાપર સ્નેહ રાખવો, તેમનાં કાર્યમાં બરાબર બનતી મદદ કરી, તેમની સાથે સભ્યતાથી વર્તવું. વળી આપણે બારણે કોઈ ગરીબ આવે, તો તેને પણ યથાશક્તિ આપવું એ આપણો ધર્મ છે.

કનુ—ગુરુજી, તમે તો દેવ જેવાજ છો; તમારી વાતો ને વર્તન કેટલું પવિત્ર ને ભક્તિવાળું છે? હું તો ઘેર જાઉં છું તોએ તમે સાંભર સાંભર થાઓ છો.

બાબુ—ગુરુજી, ખચિતજ, માબાપ તો દેવજ છે, તેઓ આપણે માટે કેટલું બધું કરે છે? આપણાપર એમના જેટલો ઉપકાર કોઇનોજ નથી. અમે બધા વિદ્યાર્થીઓ હંમેશા માબાપને માન આપી પગે લાગીએ છીએ.

ભગુ—પણ ગુરુજી, એ બધું તમારા સંગ પછી. હવે વાત કહો. આ તો બીજી બીજી વાતો નીકળી.

ગુરુજી—ભગુભાઇ, હવે વળી કાલે બીજી વાતો કરીશું. આજે તો બીજું કામ કરીએ.

કેનુ—ઓ ગુરુજી, મને તો હવે વાત સાંભળ્યા વગર ગમશે નહિ.

---

## પાઠ ૭ મો.

## ચોમાસાનો આનંદ.

ગુરુજી—ભગવાને કાલીય નાગને નાથ્યો, તેમજ દાવાનલ પી જઇને વ્રજભક્તોને દુઃખમાંથી ઉગાર્યા, એ વાત તમને મેં પાછળ કહી છે. ગોવાળીઆઓ ગાયો ચારી સાંજે ઘેર જાય, ત્યારે વનમાં જે જે બન્યું હોય તે પોતાનાં માબાપને કહે, ને તેથી બધાં બહુજ રાજી થઇ શ્રીકૃષ્ણનાં વારંવાર વખાણ કરે. ઉનાળો જતો રહ્યો, અને અને હવે ચોમાસાની ઋતુ આવવાનો સમય આવ્યો. આકાશમાં વાદળો આવવા લાગ્યાં. જેમ રાજા પ્રજા પાસેથી કર લે છે, પણ પછી તે કરના પૈસા પોતાનાજ સુખને માટે ન વાપરતાં પ્રજાને પાછા આપે છે, એટલે પ્રજાના સુખ માટે ખર્ચે છે, તેમ આ મેઘરાજાએ પહેલાં પૃથ્વી-પરથી ઉનાળામાં સૂર્યના તાપથી જળ શોષી લીધું, અને હવે ચોમાસું આવતાં લોકોને જરૂર પડી, એટલે વરસાદ

રૂપે આપવા માંડયું. પવિત્ર પુરુષોની એકઠી કરેલી સંપત્તિ પ્રભુની સેવામાં કે બીજાં પવિત્ર કામોમાંજ વપરાય છે. પવિત્ર રાજાઓ પણ ખજાનો એકઠો કરે છે, તે પ્રજાના સુખનેજ માટે કરે છે, પણ સ્વાર્થી અને વૈભવી રાજાઓ પ્રજાનો પૈસો મોજમજામાં ઉરાડી ભયંકર પાપ માથે લઇ નરકમાં પડે છે. આ મેઘરાજા તો પવિત્ર રાજા છે, એટલે પોતાનો જળરૂપ ધનનો ખજાનો પૃથ્વીપરની પોતાની રૈયતના સુખને માટેજ વાપરે છે.

વરસાદ વરસવા લાગ્યો, એટલે ઉનાળાના તાપથી તપેલી વનસ્પતિ સુકાઈ ગએલી છતાં લીલીછમ જેવી આનંદિત થઈ ગઈ. પવન પણ ગરમ બની ગએલે શીતળ અને મંદ બની ગયો. ધીમી ને મીઠી ઠંડી પવનની લહેર શરીરનો સ્પર્શ કરીને આનંદથી રૂવાં ખડાં કરી દેતી હતી. જેમ પોપટ રામ બોલે છે, પણ તેનો અર્થ સમજતો નથી, તેમ કોઇ વેદ ભણે પણ તેનો ભાવ ન સમજે ને પ્રભુમાં પ્રેમ ન કરે તો તે નકામું છે. જેમ કોઇ પ્રભુ પ્રત્યેના પ્રેમ વગરનો વેદ ભણે પણ તે કોઇને ગમતું નથી, તેમ દેડકાં ડરાંડરાંનો અવાજ કરતાં હતાં, તે કાનને બીલકુલ ગમતો નહોતો. વચ્ચે કોઈવાર કોયલનો ટોકાર સંભળાતો, તે જાણે કોઈ પ્રેમી ભક્ત પ્રભુનાં પવિત્ર નામનો ટોકાર કરી રહ્યો હોય એમ લાગતું હતું. જળરૂપે રસ મળવાથી નદીઓ મલકાતી મલકાતી પોતાના પતિ

સમુદ્રને મળવા દોડી જતી હતી તેમનામાં પ્રેમનું એટલું બધું બળ આવ્યું હતું કે, રસ્તામાં આવતી સૌ અડચણો નાશ પામી જતી. આના ઉપરથી એ સમજવાનું કે, ભક્તિમાન પ્રેમાળ સંતપુરુષ પોતાના ચિત્તને પ્રભુ ભણી જતાં વચ્ચે ગમે તેટલાં વિઘ્ન આવે, પણ તેની તે દરકાર ન કરતાં ભગવાન ભણી વાયુવેગે દોડયોજ જાય છે. વરસાદથી પૃથ્વીપર લીલાં સુંદર ઘાસ ઉગ્યાં, એટલે જાણે શ્રીકૃષ્ણને ખુશી કરવા વ્રજભૂમિએ લીલી સાડી પહેરી હોય એમ દેખાતું હતું. જેમ કોઇ પવિત્ર ભક્તને જોઇને બીજો પવિત્ર ભક્ત ખુશી ખુશી થઈ જાય છે, તેમ આ વર્ષાઋતુને .ને સ્નેહાળ મોર ખુશી થઈ ગયા, ને કળા કરી !ચવા લાગ્યા. પવિત્ર રાજા પોતાની પ્રજાને ખૂબ સુખ iાપે, તેમ મેઘરાજા પ્રાણીઓને જળસિંચનવડે ખૂબ આનંદ આપવા લાગ્યા. જેમ જગતનો માયાવી ને જગતમાંજ મોહ પામેલો જીવ તે મોહથી પોતાનો મનુષ્યજન્મ રદ કરી નાખે છે, તેમ મજબુત પાળ વગરનાં તળાવડાં વરસાદથી ટ્રીને છિન્નભિન્ન થઈ ગયાં. કોઈ પ્રેમી ભક્તના સંગથી ’મ ઘણા માણસો પ્રભુપ્રેમથી ભીંજાઇ ખૂબ આનંદી થાય છે, તેમ વરસાદના સમાગમથી પૃથ્વીપર સર્વને ખૂબ આનંદ થયો.

બાબુ—ગુરુજી, આજે પણ ચોમાસામાં તો આવીજ મજા પડે છે.

ગુરુજી—ઠીક, હવે બીજી વાતો કાલે કરીશું.

## પાઠ ૮ મો.

## શરદનો આનંદ.

ગુરુજી—ભગવાનને જાંબુ બહુ ભાવે છે, ને વરસાદ પડે, ત્યારે તે પાકે છે. આ વરસાદથી જાંબુ પાક્યાં, એટલે ભગવાન ગોવાળીઆઓ સાથે જાંબુના વનમા ગયા, ત્યાં ઘણાં ફળ પોતાના મિત્રો સાથે પોતે ખાધાં. ગાયોને તો ખૂબ લીલું ઘાસ ચરવાનું મળવાથી તથા પાણી પણ પુષ્કળ પીવાનું મળવાથી તેના આઉમાંથી દૂધ આપોઆપ ઝરવા મંડી પડયું. આ બધી પોતાની લીલાઓ પ્રભુ બહુજ આનંદથી જોતા હતા, ખુશી થતા હતા, ને પોતાના મિત્રો ગોવાળીઆઓને પણ બતાવતા હતા. શ્રીકૃષ્ણ વર્ષાઋતુની બહુ પ્રશંસા કરવા લાગ્યા. આ ચાર માસ બહુજ પવિત્ર મનાય છે. તેમાં સર્વ સંત પુરુષો પોતપોતાનાં ધર્મ કાર્યો બહુજ ઉમંગથી કરે છે. આમ ચોમાસું રોજ રોજ લીલારૂપે દેખાતું પુરૂં થઇ ગયું. પૃથ્વી ધરાઇ ગઇ, એટલે વરસાદે પણ જળ સિંચવું બંધ કર્યું આપણે પણ જળ પીએ, ને તરસ મટે ત્યારે બંધ કરીએ, તેમ પૃથ્વીએ ખૂબ જળ પીધું, ને તરસ મટી એટલે બંધ કર્યું.

આકાશ સ્વચ્છ થઈ ગયું. તારાઓ ચમક ચમક પ્રકાશવા લાગ્યા. વનસ્પતિમાં ગંભીરતા આવી ગઇ. હવે શરદ ઋતુ આવી, એટલે સરોવરો નિર્મળ થઇ ગયાં. પવન પણ ધીમો,

ઢો ને તદ્દન શાંત લહરીવાળો વાવા લાગ્યો. સરોવરમાં . શ્રીજમનાજીમાં કમળો બહુજ પ્રેમપૂર્વક ખીલી ઉઠયાં. ભગવાનની ભક્તિ પ્રાપ્ત થતાં જેમ મન વગેરે ઇંદ્રિયો નિર્મળ થઈ જાય, તેમ શરદ ઋતુના ફેલાવાથી સર્વ તદ્દન શુદ્ધ થઈ ગયું. જેમ માયાનો ત્યાગ કરી પ્રભુભજનમાં લીન થનાર ભક્ત નિર્મળ બને છે, તેમ વાદળાંએ પોતાની જળ રૂપ માયા તજીને નિર્મળતા પ્રાપ્ત કરી. જેમ કોઇ ચતુર ભક્ત પ્રભુની વાર્તા અધિકારીના આગળ કહે છે, ને અધિકાર વિનાનાને નથી કહેતો, તેમ પર્વતો પોતામાં રહેલું જળ કોઇ તરફ આપે છે, ને કોઇ તરફ નથી આપતા. કુટુંબમાં બંધાઇ ગયેલો અજ્ઞાન માણસ પોતાનુ આયુષ્ય ઓ.. થાય છે, તે જેમ જાણતો નથી, તેમ ખાબોચીઆંમાં રહેનારાં પામર પ્રાણીઓ એ ખાબોચીયું સુકાતું જાય છે, તેનું ભાન રાખતાં નહોતાં. જેમ પવિત્ર ભક્ત પોતાનાં સર્વ સાધનો પ્રભુની સેવામાં સમર્પણ કરે તેમ ફૂલવાળી વેલો ને વૃક્ષો પ્રભુની સેવા માટે પોતાનાં વેરતાં હતાં. જેમ અંતઃકરણ સાથે ઇંદ્રિયો વગેરેનો રાધ પ્રભુમાં થતાં તેવો પ્રભુભક્ત સર્વ કાર્યો બંધ કરી :માં લીન થઇ જાય છે, તેમ શરદ ઋતુ આવતાં સમુદ્ર ત બની ગયો. ભગવાન જેમ વ્રજભક્તોનો તાપ હરી ., અને જ્ઞાન જેમ અહંતા મમતા હરી લે, તેમ સૂર્યના તાપથી થએલું સંકટ ચંદ્રમાએ પોતાનાં શીતળ કિરણોવડે

હરી લીધું. પોતાના વ્રજભક્તો વચ્ચે જેમ શ્રીકૃષ્ણ શોભે તેમ તારાઓના મધ્યમાં આવેલો ચંદ્ર આકાશમાં શોભવા લાગ્યો. પૃથ્વી સુંદર પાકોથી અમી ભરી લાગતી હતી. પાકીને તૈયાર થએલાં અનાજનાં ખેતરો પવનની લહેરથી ને પાકના ભારથી જમીન પર નમી જતાં હતાં. આ નમવું એવું જ્ઞાન આપતું હતું કે, માણસ જેમ જેમ ફળ પ્રાપ્ત કરે છે, તેમ તેમ નમી જાય છે, ને દીન બને છે. ચાતુર્માસમાં રોકાઈ ગએલા સંન્યાસીઓ ને યોગીઓ હવે પોતાનાં સ્થાન તજી યાત્રાએ જવા લાગ્યા. રાજાઓ પણ રસ્તા સાફ થતાં પોતાની રૈયતનાં સુખ દુઃખ જાણવા દેશમાં ફરવા લાગ્યા. આમ સર્વ રીતે સુખકર શરદ ઋતુએ પોતાનું રાજ્ય પૃથ્વી પર બેસાડી દીધું. પવિત્ર રાજાનું રાજ્ય સર્વ રીતે જેમ સુખકર બને છે, તેમ શરદ ઋતુનું રાજ્ય બધાને મહા આનંદકારી લાગ્યું.

ભગુ—ગુરુજી, મારાં દાદીમા તો એક દહાડો કહે હતાં કે, શરદ ઋતુમાં તો ભગવાન રાસ રમ્યા હતા. રાસ શું એ અમને સમજાવો.

ગુરુજી—હવે આવતી કાલે એ વાત આપણે કરીશું.

—:o:—

# પાઠ ૯ મો.

## કનુભાઇનું કીર્તન.

કનુ—ગુરુજી, હવે કંઇ શ્રીકૃષ્ણની વાત કહો.

ગુરુજી—કનુ, સવારમાં હું તમારા ઘર પાસેથી જતો હતો, ત્યારે તમે કંઇક ભજન ગાતા હતા. શું ભજન ગાતા હતા ?

કનુ—ગુરુજી, એક નાનું ભગવાનનું ભજન પથારીમાં બેઠો બેઠો બોલતા હતો.

ગુરુજી—તમારો રાગ સારો છે. એજ પ્રભાતીયું બોલો.

બાબુ—ગુરુજી, કનુભાઈ બોલે, ને અમે લખીએ, તો અમને ન આવડે ?

ગુરુજી—એકવાર સાંભળો, પછી લખાવીશ.

### રાગ સામગ્રી.

કનુ—

જેને સહાય શ્રીકૃષ્ણની, તે તો સુખમાં મહાલે,
વેર પડે બધા વિશ્વશું, કોઇનું કાંઇ નવ ચાલે–જેને. ૧
દોષના ગુણ માને હરિ, જેને કીધો પોતાનો,
વહાલા થી વાંક ગણે નહિ, એ સ્વભાવજ માનો–જેને. ૨
અવળું તે સૌ સવળું કરે, માધવની મહેરે,
ગણે ભક્ત લક્ષણ વિના, પાંડવોની પેરે–જેને. ૩
કૃષ્ણ કૃપા થઈ તે થઇ, ફરી જાય ન પ્રીતી,
ભાત પટોળાની ના મટે, જેમ કરતલ લીટી–જેને. ૪

ભક્તની બાત હરિ હાથમાં, ગમતું હોય તે કરાવે.
જંત્રની જુક્તિ જંત્રીની, દોષ શી પેર લાવે-જેને. ૫
સહુ વાતે સમર્થ શ્રીહરિ, વાણી વેદે આલાપી;
તોપણ અહિત નિજભક્તનું, હરિથી થાય ન કદાપિ-જેને. ૬
સત્ય સંકલ્પ છે શ્રીપતિ, સદા સત્ય છે વાણી,
તદપિ અગાધ અકળગતિ, કોઈથી જાય ન જાણી-જેને. ૭
કૃષ્ણકૃપા અતિ દેખીને, ભક્તે છાંડી ન જવું,
દયા દીનતા મૂકતાં, પડે ગોથું રે ખાવું-જેને. ૮

ગુરુજી—કેવું સુંદર ભજન? કોઈ આના અર્થ કહી જશે.

કનુ—ગુરુજી આપ કહો, તો મારાં માતુશ્રીએ શીખવ્યા છે તેવા અર્થ કહી જાઉં.

ગુરુજી—કહો કનુભાઈ. (કનુભાઈ ઉભા થઈ બધા અર્થ શાંત ચિત્તે આનંદથી સમજાવી ગયા.)

ગુરુજી—બાબુભાઈ, જુઓ, આ કનુભાઈ સવારમાં ઉઠે છે, તેવાજ ભજન ગાવા મંડી પડે છે. હું તો આજે તેમના ઘર આગળ થઈને જતો હતો; ત્યારે મેં સાંભળ્યું. વળી અર્થ પણ કેવા સારા જાણે છે? આ કનુભાઈને હું આશીષ આપું છું કે, તે બહુજ પવિત્ર ભક્ત થશે.

બા —ગુરુજી, અમને એ ભજન પાટીયામાં લખાવો. અમે ઉતારીને મોઢે કરીએ.

ગુરુજી—તમને હું કાલે લખાવીશ, આજે હવે બીજું વાનો વખત થયો છે.

---

## પાઠ ૧૦ મો.

## સરસ્વતીની પવિત્રતા.

ભગુ—ગુરુજી, કાલે કનુભાઇએ ગાયું હતું, એ કીર્તન લખાવો. (ગુરુજી પ્રભાતીયું પાટીયામાં લખે છે, ને બધા છોકરા લખવા મંડયા. એવામાં લખતાં લખતાં એક વિદ્યાર્થીએ મોંમાં પેનસિલ ઘાલી, તે જોઇ )

ગુરુજી—મોહનદાસ, તમે પેનસિલ મોંમાં ઘાલીને લખો છો કે ?

મોહનદાસ—ગુરુજી, મને કોઈ વાર એવી ટેવ પડી ગઈ છે.

ગુરુજી—હમણાં બધા ભજન લખો. પછીથી વાત ીશું. પેનસિલને હવે મોંમાં ઘાલી લખતા નહિ

( બધા વિદ્યાર્થીઓ લખી રહ્યા એટલે )

ગુરુજી—ભાઇઓ, આજે આ મોહનદાસે બહુજ ગુનો ો છે, તેમણે પ્રભુનું ભજન મોઢામાં પેનસિલ ઘાલી એંઠી એલી પેનસિલે લખ્યું છે. કોઇ પણ પવિત્ર ધર્મ પ્રમાણે વર્તનારો હિંદુ પેનસિલ મોંમાં ઘાલીને લખે નહિ, તો તમે તો વૈષ્ણવ કહેવાઓ, એટલે તમારાથી તો પેનસિલ

મોઢામાં ઘાલીને લખાયજ નહિ. કોણ જાણે પેનસિલમ કેવી ચીજો આવતી હશે ? જો આપણે તે મોમાં ઘાલીએ તો વટલાઈ જઈએ, વારંવાર હું કહું છું કે, આચાર એ પ્રથમ ધર્મ છે. આચાર વડેજ માણસ પવિત્ર બને છે જેના આચાર સારા તેના વિચાર પણ સારા હોય છે. વળી ભગવાનનું ભજન તો પવિત્ર વસ્તુ છે, તેને આપણા મોઢામાં ઘાલેલી પેનસિલે લખીએ, તો અપવિત્ર થઈ જાય. ખરી રીતે તો કોઇ પણ ચીજ મોઢાનાં ઘાલીએ તો એંઠી થાય વૈષ્ણવોએ તો એ ડગલે ને પગલે જાળવવું રહ્યું. વળી સરસ્વતી પવિત્ર છે, તેમને લખતાં આપણા મોંવડે અપવિત્ર કેમ કરાય ? હાલ સરસ્વતી ઝટ ફળીભૂત નથી થતી, પણ ઉલટુ અવળે લાર્ગે લઈ જનારી થાય છે, તેનું કારણ આજ છે આપણે આચારવિચારે શુદ્ધ રહીને વિદ્યા મેળવીએ, તો તે પવિત્ર વિદ્યા આપણી બુદ્ધિ પવિત્ર કરે છે, ને આપણને સન્માર્ગે વાળે છે. પવિત્રતા વગર ગમે તેવી રીતે મેળવેલી વિદ્યા આસુરી રૂપ ધારણ કરી જીવને આસુરી બનાવે છે. પરદેશી વિદ્યા ભણવામાં કોઈ પણ જાતના આચારપર ધ્યાન અપાતું નથી, તેમજ ગમે તેની પાસેથી તે મેળવવામાં આવે છે, તેથીજ તે વિદ્યા ભણનારાના અંતરમાં દૈવીપણું આવતું નથી. જો કોઈનામાં તે વિદ્યા ભણવા છતાં સારા સંસ્કાર હોય તો તેનું કારણ બાળપણની ધર્મની કેળવણી

હોવી જોઇએ. ખરી રીતે વિચારતાં બધાં સાધનો વિદ્યા મેળવવા માટેનાં ઘણાં પવિત્ર જોઇએ. પહેલાંના વખતમાં શિષ્ય ગુરુ પાસે વિદ્યા ભણવા જાય, તો પવિત્ર કપડામાં બહુજ પવિત્ર ભાવથી પુસ્તક બાંધીને લાવે, ને પગ પણ અડકવા દે નહિ. હાલ તો ભણવા આવનાર વિદ્યાર્થી ચામડાની કોથળીમાં પુસ્તકો ઘાલીને જ્યાં તુલસીજીની પવિત્ર માળા રહે, ત્યાં કોટમાં તે કોથળી ભરવીને નિશાળે આવે છે. પવિત્ર સરસ્વતીજીને ચામડામાં પુરીને ભણવા આવે છે. ચામડાને અડકીને તો આપણે હાથ ધોવા પડે, અરે નહાવું પડે, જેટલીવાર પુસ્તક કાઢવું પડે, તેટલીવાર કોથળીને અડવું પડે, હવે કહો કે પવિત્ર વિદ્યા શી રીતે આવે? જેમને સરસ્વતીજીની પવિત્રતાની ખબર નથી, તેમને વિદ્યા શી રીતે ફળીભૂત થાય? બહુ ભણીને મોટો હોદ્દો મેળવે એ વિદ્યા ફળી ન કહેવાય. વિદ્યાનું ફળ તો તેજ કહેવાય કે મનુષ્ય પવિત્ર આચારવાળો ધર્મશીલ ને ભક્તિવાળો બને. જગતની આસુરી વિદ્યાઓ મોટા અધિકારો આપે છે, પણ આખરે તે તો નરકમાં નાખનારી છે. લૌકિક વિદ્યાથી ભલે મોટાં દુનીઆનાં સુખ મળે, પણ તેથી પ્રભુ તો નજ રીઝે. એ તો પવિત્ર ભક્તિમાન સંત મનુષ્યોનોજ બેલી છે.

## પાઠ ૧૧ મો.

## પુસ્તકો પ્રત્યે પ્રેમ.

મોહનદાસ—(હાથ જોડીને) ગુરુજી, હું ભુલી ગયો, હવે કદી એવી ભૂલ નહિ કરૂં. મારો ગુનો માફ કરો, હું હવે હમણાં પેનસિલ વડે લખવાનુંજ બંધ કરીશ. એટલે મારી એ કુટેવ ભુલાઇ જશે. શાહીવડે લખીશ.

ગુરુજી—વળી એ પેનસિલ કોણે બનાવી હશે ? એના બે ફાડીઆં ચોંટાડવામાં કેવા પદાર્થો વપરાયા હશે ? કદાચ સરેસ જેવો ચીકણો પદાર્થ પણ વપરાયો હોય. કોણ જાણે કોણે એ સરેસ પોતાનું પાણી નાંખીને તૈયાર કર્યો હોય ? વળી આપણે પેનસિલ મોંમાં ઘાલીએ, તો આપણાં મોંમાં આવે. કેટલી બધી રીતે આપણે ભ્રષ્ટ થઇએ ?

એ પેનસિલને છેડે કેટલીક વાર રોગનાં જંતુઓ પણ હોય છે કે, જે મોંમાં ઘાલવાથી આપણા શરીરમાં પેસી આપણને રોગી કરે છે. છોકરાઓ એક બીજાની પેનસિલો લખવા લે છે. હવે ગમે તે નાતના છોકરાની પેનસિલ લઇને ગમે તે નાતનો છોકરો મોંમાં ઘાલે, તો વટલાઈ જવાય, વર્ણાશ્રમ ધર્મમાંથી ભ્રષ્ટ થવાય, વળી એવી રીતે એક બીજાનાં મોંવાળી પેનસિલો વાપરવાથી વિચારો પણ ભ્રષ્ટ થાય છે. એક બીજાનાં મોઢાનાં રજકણો એક બીજાનાં મોઢામાં જવાથી વિચારો પર તેની અસર થયા વિના રહેતી

નથી. વળી કોઇ રોગી છોકરો હોય તો તે રોગનો પેલાને પણ ચેપ લાગે તે નફામાં; વધારે શું કહું ? એક ઘડી વાર કોઇનો સંગ થાય, તો તેની અસર થાય, તો આની અસર કેમ ન થાય ? આવાં કારણોથીજ મેં બજારની મિઠાઇઓ તથા જેને આગ્રવડે તયાર કર્યા હોય તેવા બીજા પદાર્થો ખાવાની મનાઈ કરી હતી. ખરાબ વિચારવાળા મનુષ્યના હાથની કોઈ વસ્તુ ખાવાથી આપણી બુદ્ધિ બગડે છે, માટે બહુજ વિચારીને ડગલે ને પગલે વર્તવાનું છે, જેને જગતમાં ગમે તે રીતે વર્તવું છે, તેને તો કંઈ નહિ, પણ જેને મનુષ્ય જન્મ સફળ કરવો હોય, તેણે તો સ્વધર્મનો લગાર પણ ત્યાગ ન કરવો જોઇએ. ઈંદ્રિયો ને મન ખૂબ વશ રાખવાં જોઇએ, એ મનને વશ કરવા માટે તેને પ્રભુમાં જોડવું જોઇએ.

કૃષ્ણદાસ—ગુરુજી, આપે કહ્યું, તેથી મેં મારી ચામડાની બેગ કાલેજ કાઢી નાંખી, હવે હું ચામડાની બેગમાં પુસ્તકો નહિં ભરૂં, અને એ કોથળીને અડકીશ પણ નહિ. ગુરુજી, લોઢાની પેટીમાં પુસ્તક રખાય કે નહિ ?

ગુરુજી—લોઢાની પેટીમાં પુસ્તકો મુકાય, ચામડાની બેગ કરતાં એમાં મૂકવાં, એ વધારે સારૂં છે, પણ પુસ્તક ભરેલી પેટીને પગ ન અડકાડાય. પગ અડે તો પાપ લાગે.

કૃષ્ણદાસ—ગુરુજી, કેટલાક છોકરા તો પગવડે દફ્તરને કે પેટીને ઘસડે છે, આથી તેમને દોષ લાગે ખરો ?

ગુરુજી—ભાઇ કૃષ્ણદાસ, પુસ્તકને પગ અડવાથી બહુજ દોષ લાગે છે, ને જેમાં પુસ્તક હોય એવા દફ્તરને અથવા પેટીને પગ અડકવાથી પણ પાપ લાગે. સરસ્વતી પવિત્ર છે, તેને પગ અડે એ વિદ્યાનો તિરસ્કાર કર્યા બરાબર છે, ઠોકર માર્યા બરાબર છે. આપણે કોઇની પાસેથી કોઈ વસ્તુ લેવી હોય ને લાત મારીને કહીએ કે, "મને આપ" તો શું તે આપે ખરો? નાજ આપે, ને ઉલટો ખીજે, તો આ પુસ્તકોમાંથી આપણે સરસ્વતી લેવી છે, ને પુસ્તકોને ઠોકર મારવી છે, પછી સરસ્વતી એટલે વિદ્યા શી રીતે આવડે? ખરી રીતે જોતાં તો ગમે તેવું પુસ્તક હોય તેને પણ કદી પગ ન અડકવો જોઇએ, એવું શ્રીમહાપ્રભુજી કહે છે. સરસ્વતી એ પ્રભુને બહુ વહાલી છે, અને પ્રભુને જેના પર વહાલ છે, તેને પગ અડે તો પ્રભુ પણ રિસાય, માટે કરી પુસ્તકને કે કોઇ પણ લખેલા કાગળને પગ ન અડે, તેની સાવચેતી રાખવી. કદાચ ભૂલથી પગ અડી જાય, તો પગે લાગવું. સરસ્વતી દેવીને પગ અડી જતાં પગે લાગીએ, તો તે આપણો ગુનો માફ કરે છે. જેમ કોઇને આપણો પગ અડી જાય છે, ને આપણે માફી માગીએ છીએ, તો તે સામો માણસ પ્રસન્નતાથી માફી આપે છે, તેમ સરસ્વતી પણ આપણને ગુનાની માફી આપે છે. આ સંબંધી એક સરસ વાત કાલે કહીશ.

---

## પાઠ ૧૨ મો.

## સરસ્વતીને પગ ન અડવો જોઇએ.

કૃષ્ણદાસ—ગુરુજી, ગઇ કાલે આપે પુસ્તકને પગ ન અડવા સંબધી વાત કહેવાનું કહ્યું હતું, હવે તે વાત કહો.

ગુરુજી—શ્રીમદ્વલ્લભાચાર્યજી મહાપ્રભુજીએ આખા આર્યાવર્તની પરિક્રમા ત્રણવાર કરી. આ પરિક્રમા કરતાં પોતે ફરતા ફરતા દક્ષિણમાં આવી પહોંચ્યા; દક્ષિણમાં વિષ્ણુ-કાંચી કરીને એક મોટું જાત્રાનું સ્થળ છે. તેમાં શ્રીવરદરાજ સ્વામી નામે શ્રીઠાકોરજીનું સ્વરૂપ બિરાજે છે. શ્રીભગવાનનાં અનેક નામ છે, તેમાંનું એક શ્રીવરદરાજ સ્વામી છે. આ શ્રીવરદરાજ સ્વામીના એક જયદેવ કરીને મોટા ભક્ત થઈ ગયા છે. એ જયદેવ ભક્ત મોટા કવિ હતા. શ્રીવરદરાજ સ્વામી આ જયદેવ કવિને સાક્ષાત દર્શન દેતા. તેમની સાથે વાતો કરતા. શ્રીવરદરાજ સ્વામીને જયદેવ બહુજ વહાલા હતા. શ્રીઠાકોરજી ઉપર આપણે જેટલો પ્રેમ રાખીએ, તેટલો પ્રેમ શ્રીઠાકોરજી આપણા ઉપર રાખે. આ જગતમાં પણ એવુંજ છે, આપણે જેને ચાહીએ, તે જરૂર આપણને ચહાય. આ જયદેવ ભક્ત કવિએ એક ગીતગોવિંદ નામે શ્રીઠાકોરજીની લીલાના વર્ણનનું કાવ્ય લખ્યું છે. એ કાવ્ય સંસ્કૃતમાં બહુજ રસિક રીતે લખેલું છે. શ્રીવરદરાજ સ્વામી તો ઉંચે બિરાજે છે. તેમનાં દર્શન

કરવાં હોય તો ઘણાં પગથીઆં ચડવાં પડે. આ પગથીઆંમાં દરેક પગથીએ ગીતગોવિંદ કાવ્યમાંનો ભાગ કોતરેલો છે. શ્રીમહાપ્રભુજી ત્યાં પધાર્યા, ત્યારે પોને નીચે મુકામ કર્યો, પછી પોતે કૃષ્ણદાસ મેઘન નામના એક ભક્ત સાથે હતા, તેમને કહ્યું કે કૃષ્ણદાસ, શ્રીવરદરાજ સ્વામીનાં દર્શન કરવા નહિ જવાય, કારણ કે સીડીપર પ્રભુલીલાનું સુંદર કાવ્ય કોતરેલું છે, તેના પર પગ દઇને સીડી પર ન ચઢાય. કારણ કે એમાં શ્રીઠાકોરજીનું કીર્તન છે, તથા શ્રીસરસ્વતીજી છે. નામની પણ સરસ્વતીને પગ ન અડે તેની સાવચેતી રાખવી જોઇએ, તો આ તો ખાસ ભક્તિનાં પદો છે, તેનાપર તો પગ કેમ મુકાય? શ્રીમહાપ્રભુજી કહે છે કે, નામની પણ સરસ્વતીને પગ ન અડવો જોઇએ, એટલે કોઈ પણ લખેલા કાગળને પગ ન અડવા દેવો જોઇએ. માટે પુસ્તકને પગ અડે તો મહા દોષ લાગે. પુસ્તકો પવિત્ર છે, ને તેમાં પ્રભુ-ભજનનાં પુસ્તકો તો બહુજ પવિત્ર છે. ઘણાએ શ્રીમદ્ ભાગવતને શ્રીઠાકોરજીની પેઠે પૂજે છે, કારણ કે શ્રીભાગવત એ પ્રભુ સમાન છે. કૃષ્ણદાસ મેઘનને શ્રીમહાપ્રભુજીએ આવું કહ્યું, તે વાત શ્રીવરદરાજ સ્વામીએ જાણી, આથી પોતે દિવ્ય સ્વરૂપ ધારણ કરી શ્રીમહાપ્રભુજી પાસે નીચે પધારીને દર્શન આપ્યાં. શ્રીમહાપ્રભુજીએ શ્રીવરદરાજ સ્વામીને ખૂબ આનંદ કરાવ્યો. પછી ત્યાં શ્રીભગવતની સપ્તાહ

કરી. સપ્તાહ એટલે સાત દિવસ સુધી શાસ્ત્રની વિધિ પ્રમાણે શ્રીભાગવતનો પાઠ કરવો. આ સપ્તાહમાં શ્રીવરદરાજ સ્વામી પણ સાંભળવા માટે પધારતા. શ્રીમહાપ્રભુજીની વાણી બહુજ મીઠી ને રસિક હતી, તેથી દેવો તથા શ્રીભગવાન પણ મોહ પામતા, તેથી તેમનું નામ શ્રીમહાપ્રભુજી પડયું છે.

બાળુ—ગુરુજી, પુસ્તકને પગ અડે તેમાં આવો મોટો દોષ છે? પુસ્તકો બહુજ પવિત્ર છે? ખરેખર આપણાં મંદિરોમાં પુસ્તકો તાકામાં રેશમના કપડે બાંધીને મૂકવામાં આવે છે, તેનું કારણ હવે હું સમજ્યો.

ગુરુજી—ધર્મ પુસ્તકોને તો નાહ્યા વગર પણ ન અડાય. અડીએ તો દોષ લાગે.

---

## પાઠ ૧૩ મો.

## શ્રીમદ્વલ્લભાચાર્યજીનું પ્રાકટ્ય.

કેનુ—ગુરુજી, શ્રીમદ્વલ્લભાચાર્યજીની વાત કાલે આપે કહી, એ નામ તો અમે રોજ સવારમાં ઉઠતાં લઈએ છીએ, આપે જે શ્રીભગવાનનાં નામ સવારમાં ઉઠતાં બોલવાનાં બતાવ્યાં છે, તેમાં આ નામ પણ છે.

ગુરુજી—હા, એ પ્રભુનો એક અવતાર છે, ને એથી સવારમાં ઉઠતાં એ નામ આપણે જપીએ છીએ.

બાળુ—ગુરુજી, જેવાં શ્રીકૃષ્ણનાં ચરિત્ર છે, એવાં આ શ્રીમહાપ્રભુજીનાં ચરિત્ર પણ હોવાં જોઈએ.

ગુરુજી—હા, છે. એમના ચરિત્રોની વાતો તો બહુ ન્યારી છે, એમનાં ચરિત્રોમાં પણ શ્રીકૃષ્ણના ચરિત્ર જેટલોજ આનંદ છે.

ભગુ—ઓ ગુરુજી, અમને એમની વાત કહો તો કેવી મજા પડે ? અમને એમની વાત સાંભળવાનું બહુ મન થઇ ગયું છે.

ગુરુજી—સાંભળો, ટુંકામાં તમને એમની વાત કહું. દક્ષિણમાં કાંકરવાડ કરીને એક નાનું ગામ હતું. એમાં લક્ષ્મણભટ્ટજી કરીને એક બહુજ પવિત્ર ભક્ત બ્રાહ્મણ રહેતા હતા. લક્ષ્મણભટ્ટજીના પૂર્વજોએ ને લક્ષ્મણભટ્ટે મળીને સોમયાગ નામના સો યજ્ઞ કર્યા, આ પ્રમાણે જે સો સોમયાગ કરે, તમને ઘેર પ્રભુનો જન્મ થાય. એમ શાસ્ત્રમાં લખ્યું છે. આથી સો સોમયાગ પૂરા થતાં તેમને ત્યાં શ્રી મહાપ્રભુજી પ્રકટ થયા. વાત એવી છે કે, આ કાંકરવાડ ગામ દુશ્મનોના ત્રાસથી નાશ પામ્યું, એટલે લક્ષ્મણભટ્ટજી પોતાનાં ધર્મપત્ની યલ્લંમાગારુજીને લઇ કાશી યાત્રા ગયા. ત્યાંથી પાછા આવતાં રસ્તામાં ચંપારણ્ય નામે જંગલમાં આઠમે મહીને યલ્લંમાગારુજીને બાળકનો જન્મ થયો. અધુરે મહીને જનમેલા આ બાળકમાં તે વખતે જીવ જેવું લાગ્યું નહિ, તેથી લુગડે વીંટીને એક પીપળાના ઝાડ નીચે મુકી પોતે ઘર ભણી ચાલ્યાં. હવે આ બાળક તો પોતે સાક્ષાત

ભગવાન હોવાથી પછી રમવા લાગ્યા, ને ચારે બાજુ જંગલ હોવાથી તે બાલકનું રક્ષણ કુંડાળું કરી અગ્નિ કરવા લાગ્યો. બાળક તો આનંદથી કીલકારીઓ કરે છે, ને રમે છે. હવે યલ્લંમાગારુજી તથા લક્ષ્મણભટ્ટજી થોડેક ગયાં, ત્યાં ખબર મળી કે કાશીમાં તો ઉપદ્રવ શાંત થયો છે, આથી બેઉ પાછાં વળ્યાં. અહીં ચંપારણ્યમાં આવ્યાં, ને આવીને જુએ છે, તો પોતે જીવ વગરનું જાણીને જે બાળક મૂક્યું હતું, તે બાળક ખૂબ આનંદથી રમે છે. આ વાત તેમને સ્વપ્નામાં પણ ભગવાને કહી હતી કે, હું તમારે ઘેર પ્રકટ થયો છું. યલ્લંમાગારુજી બાળકને લેવા ચાલ્યાં, એટલે આગ્નએ માર્ગ આપ્યો. જઇને પ્રભુને પોતાની ગોદમાં લીધા. બાળકનું રૂપ જોતાંની સાથે યલ્લંમાગારુજી મોહ પામી ગયાં. આ બાળકનું તેજ સૂર્યના કરતાં પણ અધિક હતું. યલ્લંમાગારુજી બાળકને લઇને બહાર આવ્યાં, ત્યારે જાણે કૌશલ્યાજી શ્રીરામચંદ્રજીને લઇને ઉભાં હોય તેવું લાગતું હતું. જાણે શ્રીજશોદાજી પોતાના બાળકુંવર શ્રીકૃષ્ણને તેડીને ઉભાં હોય એવાં દર્શન આ વખતે થયાં હતાં. શ્રીલક્ષ્મણભટ્ટજી બહુજ ખુશી થઇ ગયા. શ્રીભગવાન જેને ઘેર પ્રકટે તેને આનંદ કેમ ન થાય ! બધી દિશાઓ આ વખતે અમી ભરી લાગતી હતી. મીઠો ને સુગંધીદાર પવન પ્રભુરૂપ બાળકને સ્પર્શ કરી ચારે તરફ વેરાઇ જતો હતો,

તે પોતે જઇને સ્પર્શ કરી વનસ્પતિને કહેતો હતો કે આ પ્રભુ પ્રકટ થયા છે, દર્શન કરી લ્યો. વનસ્પતિ પણ આ બાળકનાં દર્શન કરી મલકાતી હોય એમ ધીમી ધીમે પોતાની પાંખડી હલાવતી હતી. કોઇ વનસ્પતિ તો જાણે પ્રભુજીનાં દર્શન કરી હરખથી આંસુ ખેરતી હોય એમ પાન વેરતી હતી. પુષ્પવાળી વનસ્પતિઓ પુષ્પો વડે પ્રભુને વધાવતી હતી આમ સર્વત્ર સર્વને આનંદ થયો, દૂર ઉભેલા પશુઓ તથા પક્ષીઓ આ બાળરૂપાળા પ્રભુને નીરખીને આનંદમાં સ્થિર થઇ ગયાં હતાં. કેટલાંક પક્ષીઓ પ્રભુને નિરખીને જેમ હરખઘેલાં થઇ ગયાં હોય, તેમ આકાશમાં ઉડાઉડ કરી નાચી રહ્યાં હતાં. કેટલાંક પશુઓ પણ આમ આનંદમાં કુદાકુદ કરી મહાલતાં હતાં. શ્રીરામચંદ્રજી અયોધ્યામાં પ્રકટ થયા ત્યારે, અને શ્રીકૃષ્ણ નંદરાયજીને ત્યાં પ્રકટ થયા ત્યારે, આ જગતની જેવી સ્થિતિ હતી, તેવીજ સ્થિતિ અત્યારે થઇ હતી. ખરેખર, દૈવી જીવોનાં અંતરમાં આ પ્રભુના પ્રાકટ્યનો સંદેશો પવને પહોંચાડયો, અને તેથી તેમને પણ આનંદનો પાર ન રહ્યો. આગળ જેની વાત કહી ગયા તે ભક્ત કૃષ્ણદાસ મેઘનના પહેલા ગુરુ કેશવાનંદે પણ કૃષ્ણદાસને કહ્યું કે; અત્યારનો યોગ જોતાં કોઇ સ્થાને પ્રભુ પ્રકટ થવા જોઇએ. આ તિથિ તે સંવત ૧૯૩૫ ના ચૈત્ર વદિ ૧૧ હતી. કૃષ્ણદાસ આ

સાંભળી તે પ્રકટ થનારને શોધવા નીકળ્યા, ને મહા મહેનતે ફરીફરીને શ્રીમહાપ્રભુજીને કાશીમાંથી શોધી કાઢયા હતા, શોધી કાઢીને પોતે શ્રી મહાપ્રભુજીને શરણે ગયા, ને શ્રી મહાપ્રભુજીની પાસે આખો જન્મારો રહ્યા. શ્રીમહાપ્રભુ આ કૃષ્ણદાસ પર બહુજ પ્રસન્ન રહેતા. હવે બીજી વાતો આવતી કાલે કહીશ.

---

## પાઠ ૧૪ મો.

## શ્રીવલ્લભાચાર્યજીનાં કાર્યો.

ભગુ—ગુરુજી કાલે તો આપે શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય સંબંધી એક વાત કહી હતી, આજે એમના જીવન સંબંધી કહો તો બહુ મજા પડે.

ગુરુજી—ભગુભાઈ, શ્રીમહાપ્રભુજીનું જીવન ચરિત્ર હું સહેજસાજ કહું છું, તે સાંભળો, એમનાં ચરિત્રોનું તો મોટું પુસ્તક થાય, ને કહેતાં પણ મહીનાના મહીના વીતી જાય.

શ્રીમહાપ્રભુજી બાળપણથી પોતાના પિતાની જોડે ધર્મસંબંધી વાતો કરતા, અરે વાતોમાં ભક્તિમાર્ગની વાતોની બાબતો એવી સરસ રીતે સમજાવતા કે સાંભળનાર સૌ ચકિત થઇ જતા આથી તેમનું બાળ સરસ્વતી એવું નામ પડયું. શ્રીલક્ષ્મણભટ્ટજીએ શ્રીમહાપ્રભુજીને આઠમે વર્ષે જનોઈ આપ્યું, કે તુરત પોતે વિદ્યા ભણવા લાગ્યા. તે પછી પિતા શ્રીલક્ષ્મણભટ્ટજી લક્ષ્મણ બાલાજીમાં આલોક

છોડી પરલોક સિધાવ્યા. આ વખતે શ્રીમહાપ્રભુજીની ઉંમર નાની હતી; પણ મહાન્ પુરુષોની ઉંમર જોવાની નથી. પોતે ખૂબ વિદ્યા નાનપણથીજ મેળવી હતી. આથી હવે ભક્તિ માર્ગ સ્થાપન કરવાનું પોતાને મન થયું. પોતે પ્રથમ માતુશ્રીની રજા લઈ તીર્થયાત્રા કરવાને બ્હાને ઘરમાંથી નીકળ્યા. દક્ષિણમાં વિદ્યાનગર કરીને એક મોટું શહેર હતું. આ શહેરમાં મોટું બળવાન્ હિંદુ રાજ્ય હતું. તેમાં કૃષ્ણ-દેવ નામે ધર્મશીલ રાજા રાજ્ય કરતો હતો. તેના દરબારમાં બધા ધર્મની ચર્ચા ચાલતી હતી. આ ચર્ચામાં શ્રી મહાપ્રભુજી પધાર્યા, ને સત્તાવીશ દિવસ સુધી ચર્ચા કરી ભક્તિમાર્ગનું સ્થાપન કર્યું. કૃષ્ણદેવ રાજા કુટુંબ સાથે શરણે આવ્યો, અને શ્રીમહાપ્રભુજીની આ ધર્મયુદ્ધમાં જીત થવાથી સોમણ સુવર્ણથી તેઓશ્રીને કનકસ્નાન કરાવ્યું. અહીં પવિત્ર દૈવી જીવોને શરણે લઇ પોતે આગળ ચાલ્યા. ઉજ્જન, કાશી વગેરે સ્થળોએ જ્યાં જ્યાં ધર્મની ચર્ચા થઇ, ત્યાં ત્યાં બધે પોતે જીત્યા, ને સર્વ સ્થળે ભક્તિ માર્ગનું શ્રેષ્ઠપણું સાબીત કર્યું. પોતે જ્યાં મોટું તીર્થસ્થળ હોય ત્યાં બિરાજતા, અને ત્યાં સપ્તાહ કરતા. આવાં સ્થળોએ ઘણીવાર ચમત્કાર બતાવતા, જ્યાં જ્યાં વાદવિવાદ થયો ત્યાં શ્રીકૃષ્ણજ દેવાધિદેવ, પૂર્ણપુરુષોત્તમ આનંદરૂપ છે, એ સાબીત કરી પોતે જીવોને ભક્તિનું દાન કર્યું. કાશીમાં

પોતે પત્રાવલંબન નામનો ગ્રંથ લખીને કાશી વિશ્વનાથના મંદિરપર ચોઢયો; આ ગ્રંથ જે જે વાંચે તેના સંદેહ જતા રહે, ને વાદ કરવાનું ભુલી જાય, ને ઉલટો ભક્તિમાર્ગ સ્વીકારી શ્રીમહાપ્રભુજીને શરણે આવે. આર્યાવર્તના બધા રજપૂત રાજાઓ શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા ને બધાએ શ્રીકૃષ્ણની ભક્તિ પ્રેમપૂર્વક કરવા માંડી.

હવે એકવાર પોતે શ્રીજમનાજીને કિનારે ગોવિંદ ઘાટ પર બિરાજતા હતા, તે વખતે વિચાર કર્યો કે, આ જીવ તો ઘણા વર્ષોથી ભગવાનથી છુટો પડયો છે, ને ત્યારથી તેના અધર્મનો પાર નથી, હવે ભગવાન તો પવિત્ર છે, ને જીવ તો પાપી છે, તો પાપીનો ને પવિત્રનો સંબંધ શી રીતે થાય ? જીવ તો સ્વભાવથીજ દુષ્ટ છે, ને શ્રીઠાકોરજી તો સર્વ રીતે પવિત્રમાં પવિત્ર છે. આ બન્નેનો મેળ શી રીતે થશે ? આ વિચારમાં પોતાને નિદ્રા ન આવી. આથી શ્રીઠાકોરજીએ પ્રકટ થઈ દર્શન દીધાં, ને શ્રીમહાપ્રભુજીને બ્રહ્મસંબંધ દેવાની આજ્ઞા કરી. બ્રહ્મસંબંધનો મંત્ર પણ તેજ વખતે પ્રકટ થયો. આ દિવસ તે શ્રાવણ સુદ ૧૧ હતી. આજ વખતે આચાર્યશ્રીએ ૩૬૦ સૂતરના તાંતણાનું પવિત્રું પ્રભુને ધર્યું. પછી શ્રીઠાકોરજી અંતર્ધાન થઈ ગયા. આજ દિવસે હજુ સુધી પણ આપણા મદિરોમાં પ્રભુને સૂતરનાં અને રેશમનાં પવિત્રાં ધરાય છે આ દિવસને

પવિત્રા એકાદશી કહીએ છીએ. પોતે શ્રીઠાકોરજીની આજ્ઞા પ્રમાણે પ્રથમ બ્રહ્મસંબંધ શ્રીદામોદરદાસ હરસાની નામના પોતાના મુખ્ય સેવકને આપ્યું, અને ત્યાર પછી ઘણા જીવો-ને બ્રહ્મસંબંધ કરાવી શરણે લીધા. આર્યાવર્તની પોતે ત્રણવાર પરિક્રમા કરી. દૈવી જીવોને શરણે લઈ તેમનો ઉદ્ધાર કર્યો. પોતે શ્રીઠાકોરજીની આજ્ઞા થવાથી લગ્ન કર્યું. શ્રીઅક્કાજી નામે પોતાની નાતનો એક સુશીલ કુમારિકા સાથે પોતે પ્રભુની આજ્ઞાથી વેદવિધિ પ્રમાણે પરણ્યા. આ પતિવ્રતા ધર્મપત્નીથી આપને બે પુત્ર-રત્નની પ્રાપ્તિ થઇ. (૧) શ્રીગોપીનાથજી (૨) શ્રીવિઠ્ઠલનાથજી, આ બે બાળકોએ પાછળથી ભક્તિમાર્ગનું રક્ષણ કર્યું, ને ફેલાવો કર્યો. તેમાં શ્રીવિઠ્ઠલનાથજીએ ખૂબ ગ્રંથો લખ્યા છે, પણ તે સંબંધી વાતો આપણે પછી કરીશું. હવે દુનીઆ પરનું કામ પૂર્ણ થયું, એટલે શ્રીઠાકોરજીએ લીલામાં પધારવાની આચાર્યશ્રીને આજ્ઞા કરી, પણ પોતે દયાળુ હોવાથી પહેલી આજ્ઞા ન માની, બીજી પણ ન માની. છેવટે ત્રીજી આજ્ઞા સંવત ૧૫૮૭ માં થતાં, સંન્યાસ લઇ ગૃહનો ત્યાગ કર્યો. પોતે બધાં કામ ભગવાનની આજ્ઞાથી કર્યા છે. બ્રહ્મસંબંધ કરાવ્યાં તે પ્રભુની આજ્ઞાથી, વંશદ્વારા ભક્તિમાર્ગનું રક્ષણ થશે એમ કહી શ્રીઠાકોરજીએ લગ્ન કરવાની આજ્ઞા આપી ત્યારે લગ્ન કર્યું, અને છેવટે પ્રભુની ઇચ્છા પોતાની પાસે

બોલાવી લેવાની જાણી ત્યારે સંવત ૧૫૮૭ ના અષાડ સુદિ ૨ ને દિવસે પોતે કાશીમાં હનૂમાન ઘાટપર જઈ ગંગાજીમાં વચ્ચોવચ્ચ ઉભા રહીને અગ્નિ જેવો એક મોટો સ્તંભ બતાવી નિત્ય લીલામાં પ્રવેશ કર્યો. આવા અવતારી પુરુષો જે સ્થાને જન્મે છે તે સ્થાનને, જે દેશમાં જન્મે છે તે દેશને, ને જેઓ એમને શરણે જાય છે, તે શરણે જનારને દેવતાઓ પણ હજારો ધન્યવાદ આપે છે!

---

## પાઠ ૧૫ મો.

## ચરણામૃતનું માહાત્મ્ય.

બાબુ—ગુરુજી, ગઈ કાલે કહેલી વાતમાં અમને બહુજ આનંદ આવ્યો. શ્રીમહાપ્રભુજીનું જીવનચરિત્ર કેટલું બધું પવિત્ર છે? પોતે કેટલા બધા દયાળુ છે? જગતના જીવોનો ઉદ્ધાર કરવા ત્રણવાર તો પરિક્રમા કરી છે. આવા મહાપુરુષોજ જગતના જીવોનું કલ્યાણ કરે છે.

કનુ—ગુરુજી, આ ભગુ તિલક વચ્ચે કશું પીળું પીળું ચોટાડી લાવે છે એ શું?

ગુરુજી—શું કનુભાઇ, તમે એ પીળું પીળું તિલકમાં નથી ચોંટાડતા?

કનુભાઈ—ના ગુરુજી, હું તો ફક્ત કંકુ વડે તિલક કરૂં છું, બીજું કંઇ નહિ. પછીથી ભગવાનના નામની અગીઆર માળા ફેરવું છું.

ગુરુજી—અરે કનુભાઈ, એ પીળું છે એ ચરણામૃત છે, એ ચરણામૃત વગર તિલક થાયજ નહિ, બધા છોકરા જુઓ ચરણામૃત ચોંટાડીને આવે છે. તિલકમાં ચરણામૃત ચોંટાડાય એટલુંજ નહિ પણ તિલક કરતી વખતે મુખમાં પણ ચરણામૃત લેવાય; આંખોપર પણ લગાવાય, હૃદયને લગાવાય, તથા માથાપર પણ લગાવાય, ત્યારે તિલક કર્યું કહેવાય!

કનુ—ગુરુજી, મારા બાપાજી તો ચરણામૃતનો ઉપયોગ કરે છે, એ હું જાણું છું, પણ મેં જાણ્યું કે આ કશું હશે, તે રોજ લે છે. મેં કદી એમને પૂછયું નથી. હવે, આ ચરણામૃત શું છે તે મને કહો. એથી શો લાભ?

ગુરુજી—એના નામમાંજ અર્થ છે. ચરણામૃતમાં ચરણ+અમૃત એ બે શબ્દ છે; ચરણ એટલે શ્રીઠાકોરજીનાં ચરણકમળ, અમૃત=અમૃત, રસ. પ્રભુને સ્નાન કરાવતાં જે જળ હોય તેને પણ ચરણામૃત કહેવાય. આ એક ચરણામૃત, વળી પોતે શ્રીજમનાજીને કિનારે તથા વ્રજભૂમિમાં વ્રજભક્તો જોડે ખૂબ ખેલ કરે છે, તેથી વ્રજભૂમિની રજ પાવન થઇ જાય છે, આ રજ તે પણ ચરણામૃત કહેવાય. આ વ્રજરજજ આપણે તિલકમાં લગાવીએ. આનેજ મોંમાં મુકીએ. આનોજ ઉપયોગ આપણે રાત દિવસ કરવાનો છે. ચરણામૃત વગર તો એક ક્ષણ પણ ન ચાલે. વ્રજરજ મહાપવિત્ર છે. એ પાવત્ર રજનો ઉપયોગ કરવાથી આપણે

બહુજ પવિત્ર થઇએ છીએ. આંખોપર લગાવવાથી દિવ્ય ચક્ષુ થાય છે, ને દૃષ્ટિ પવિત્ર થઇ શાંત :અને અમીવાળી બને છે. હૃદયે લગાડવાથી હૃદય પવિત્ર થાય છે. શિરપર ધરવાથી પ્રભુની ભક્તિ પ્રાપ્ત થાય છે, ને મગજ પવિત્ર અને અલૌકિક બને છે, ને તેથી સદા પવિત્ર વિચાર આવે છે. આપણું તિલક એ તો પ્રભુનું ચરણકમળ છે, એ ચરણ-કમળમાં તો અવશ્ય ચરણામૃત જોઇએજ.

ચરણામૃત મુખમાં તો ત્રણવાર મુકવામાં આવે છે. ત્રણવાર મુખમાં મૂકવાનું કારણ એ કે પહેલીવાર મૂકવાથી તામસગુણ નાશ પામે, બીજીવારે રાજસગુણ ને ત્રીજીવારે સાત્વિકગુણ નાશ પામી આપણાથી પ્રેમી નિર્ગુણ ભક્ત બની જવાય. વળી બીજું એ કે પહેલીવાર મુખમાં મૂકવાથી કાયાના દોષ, બીજીવાર મુખમાં મુકવાથી વાણીના દોષ, ત્રીજીવાર મુખમાં મૂકવાથી મનના દોષ નાશ પામી જાય ને કાયા, વાણી ને મન ત્રણે પવિત્ર બને. એ ત્રણ પવિત્ર બને, તો પ્રભુ કૃપા કરે. ચરણામૃત લીધા વિના કદી રહેવું નહિ. ચરણામૃત વિના તિલક કરવું નહિ. વળી સુતી વખતે પણ હાથ પગ ધોઇ પવિત્ર થઇ ચરણામૃત લઇને સુઇ જવું. આથી આખી રાત આનંદમાં જાય. રાતે ચરણામૃત લઇને સુઇ જવાથી મન વાણી ને દેહ ત્રણે પવિત્ર રહે છે. ખરાબ સ્વપ્નમાં આવતાં નથી, માટે ચરણામૃત લઇ પ્રભુનું ભજન કરતાં કરતાં ઉંઘી જવું.

કૃષ્ણુદાસ—ગુરુજી, મારે ઘેર તો રોજ સાંજે ભગ· વાનનું ભજન થઇ રહ્યા પછી શ્રીઠાકોરજીનો પ્રસાદ હું વહેંચું છું. પછી મારી મોટી બેન બધાંને આ ચરણામૃ આપે છે, ચરણામૃત લઇ બધા સુઇ જાય છે. મને ચરણામૃ બહુ મજાનું લાગે છે. અમથું અમથું લેવાનુ મન થઇ જાય છે

કેતુ—ગુરુજી, આપે આજ સુધી આવું કહ્યું નહિ હું ચરણામૃતનું આવું માહાત્મ્ય નહોતો જાણતો. હવે તે કદી ચરણામૃતનો ઉપયોગ કર્યા વિના રહીશ નહિ. ગુરુજી, મારો આજે બહુજ જીવ બળે છે કે, મેં ચરણા વગર તિલક કર્યું!

ગુરુજી—હવે કોઇપણુ વિદ્યાર્થી ચરણામૃતનો ઉપ કર્યા વગર ન રહે, તેની સાવચેતી રાખવી. આપણે બહુજ સાવચેતી રાખીને ચાલવું. કોઇ વાતમાં શંકા થ કે તરતજ મને પૂછવું. કોઈ વાતમાં શરમ રાખવી નહિ

---

## પાઠ ૧૬ મો.

### ભક્તિ ઉત્તેજક ચંદ્રાવળા.

ભગુ—ગુરુજી, કાલે તો હુ સાંજે સુતી વખતે પગ ધોઇને ચરણામૃત લઇને સૂઇ ગયો હતો, રોજના કરતાં ગઈ કાલની આખી રાત બહુ આન ગઈ. ચરણામૃતમાં તો બહુજ ચમત્કાર છે.

**બાબુ**—ગુરુજી, મેં પણ એમ કર્યું હતું. હું તો હવે મારા સુવાના ઓરડામાં શ્રીઠાકોરજીનું ચિત્ર છે, ત્યાં તાકામાં એક દાબડીમાં ચરણામૃત ભરી રાખીશ. એટલે રોજ સાંભરશે.

**ગુરુજી**—ભાઇઓ, એમાં શું મહેનત છે? માત્ર પગ ધોઇને ચરણામૃત લઇને સૂઇ જવું એ તો ગમે તે કરી શકે! આજે હવે મારે તમને બે ચાર કવિતાઓ શિખવવી છે. નાની નાની છે, પણ યાદ રાખજો:—

**ચંદ્રાવળા.**

નમન કર્યું નંદલાલને, સ્નેહે મન કર્મ વચને જેણે;
અશ્વમેધ દશ યજ્ઞના, ફળ ઉપર પગ દીધો તેણે;
દીધો પગ શા માટે કહેવાય? યજ્ઞ કરે તોય જન્મ તો થાય;
કૃષ્ણ પ્રણામીને નહિ દેહ, યજ્ઞો કરતાં અધિકતા એહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

**ભાવાર્થ**—એકવાર મનથી, કર્મથી ને વચનથી પ્રેમ સાથે શ્રીકૃષ્ણને જે નમ્યો, તેણે દશ અશ્વમેધ યજ્ઞના ફળ કરતાં પણ મોટું ફળ મેળવ્યું. એણે દશ અશ્વમેધ યજ્ઞના ફળપર પગ દીધો. શાથી કે, યજ્ઞ કરે તો પણ જનમવું તો પડે, અને જે શ્રીકૃષ્ણને પ્રેમપૂર્વક નમે, તેને તો જનમવું જ ના પડે, યજ્ઞ કરતાં પણ નમવામાં આટલી અધિકતા છે, માટે કૃપાળુ શ્રીકૃષ્ણને ભજો.

વળી ભક્ત તો બ્રાહ્મણ ઋષિઓ કરતાં પણ મોટો છે, સાંભળો:—

ચાર વર્ણમાં શ્રેષ્ઠ સર્વથી, બ્રાહ્મણ વર્ણ વિખ્યાત,
તે સહુના કહાવે શિરોમણિ, મોટા મુનિવર સાત;
તે સાતે કરે ધ્રુવની પરિક્રમા, ધ્રુંવ સુત ક્ષત્રિય તે સુત બ્રહ્મા,
વિબુધ વિચાર કરો તમે એહ, ભક્ત મોટા કે બ્રાહ્મણ તેહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

અર્થ—ચાર વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય તથા શૂદ્ર. આ ચારેમાં બ્રાહ્મણ સૌથી શ્રેષ્ટ છે. એ બ્રાહ્મણોમાં સાત ઋષિઓ શ્રેષ્ટ છે. એ રીતે સાતે ઋષિ (સપ્તર્ષિ), ધ્રુવની પરિક્રમા (પ્રદક્ષિણા) કરે. હવે ધ્રુવજી તો ક્ષત્રિય છે, અને સાત ઋષિઓ તો બ્રાહ્મણ છે, સાત ઋષિ બ્રાહ્મણ ભક્તરાજ ધ્રુવ ક્ષાત્રયની પ્રદક્ષિણા કરે, તો તેમાં કોણ મોટું તેનો બુદ્ધિશાળીઓ વિચાર કરો. અને વિચાર કરીને દયાળુ શ્રીકૃષ્ણની સેવા કરો.

કનુ—ગુરુજી, બ્રાહ્મણ કરતાં પણ ભક્ત મોટા કહેવાય એ તો નવાઇ! ભગવાન કેટલા દયાળુ છે? પોતાના ભકતોનું માહાત્મ્ય એ પ્રભુએ કેટલું બધું વધારી દીધું છે.

ગુરુજી—ખરી વાત છે કનુભાઇ, બધાં શાસ્ત્રો ભગવાનની ભક્તિ કરવાનું કહે છે. વેદ પણ પ્રભુનીજ ભક્તિ કરો એમ કહે છે, ભક્તિમાર્ગ વેદોમાંથી ને શાસ્ત્રોમાંથી

નીકળ્યો છે, એટલે વેદ ભણે તેનું ફળ શ્રીકૃષ્ણની ભક્તિ છે. ભગવાન ભક્તનું સદા ભલું કરે છે. સાંભળો:—

ઇચ્છે રૂડું પ્રભુ જગતનું, કેમ ભુડું કરે નિજદાસ ?
જે કરશે હરિ તે ભલું તારૂં, તું રાખ દૃઢ વિશ્વાસ,
વિશ્વાસ રાખ્ય કલ્પના મૂકય, સેવા સ્મરણ ક્ષણ નવ ચુકય;
નહિ મળે ફરી અવસર આવો,હરિ ભજ તું મનુષ્યદેહનો લ્હાવો.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

**ભાવાર્થ**—આખા જગતનું ભગવાન ભલું કરે છે, તો પોતાના ભક્તનું ભુડું કેમ જ કરે ? (નજ કરે.) આપણે દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ કે હરિ જે કરશે, તે આપણું ભલુંજ કરશે. માટે તર્ક વિતર્ક મુકીને વિશ્વાસ રાખવો જોઇએ, ને ક્ષણ પણ સેવા સ્મરણ ચુકવું ન જોઇએ. ફરી ફરીને આવો વખત નહિ આવે, (મનુષ્ય જન્મ નહિ મળે) માટે મનુષ્ય દેહનો લ્હાવો આપણે હરિને ભજીએ તે છે. વળી ભગવાનના ભજન વિનનાં શાસ્રો ભણીએ તે નકામાં છે. ભક્તિપૂર્વક વિદ્યા ભણીએ, તો તે સુવિદ્યા છે.

મ કરી સહુ વિદ્યા ભણીયો, મહાપંડિત કહાવ્યો જગત;
ણ તેનો સાર સમજ્યો નહિ, ન થયો ભગવાનનો ભક્ત,
ભક્તિ વિના શ્રમ એ ફળસાર, જેમ રાસભ વહે ચંદન ભાર,
જેમ આહ મણિદ્યુતિ મેળવે આહાર, તેમ તે ઉદર ભરે
ધિક્કાર—સેવો.

ભાવાર્થ—શ્રમ કરીને કોઈ બધી વિદ્યાઓ ભણે ને જગતમાં મોટો પંડિત કહેવાય, પણ એ શાસ્ત્રોનો ને વિદ્યાનો સાર જે ભગવાન તે તો સમજ્યો નહિ; અને ભગવાનનો ભક્ત થયો નહિ. ભક્તિ ન કરે તો એ શાસ્ત્રો ભણતાં લીધેલી મહેનત નકામી છે. જેમ ગધેડાપર ચંદન ભરીએ પણ એ ચંદન ગધેડાને ઉપયોગી નથી, તેમ આ વિદ્યા ભક્તિ વગરની ઉપયોગી નથી. જેમ સાપ મણિના અજવાળે ખોરાક મેળવે છે, તેમ આ પંડિતાઇ વડે પેટ ભરે છે, પણ એને ધિક્કાર છે. મતલબ કે પ્રભુ-પ્રેમ વગરની વિદ્યા નકામી છે.

---

## પાઠ ૧૭ મો.

## પ્રભુનું શરણ એટલે શું ?

બાબુ—ઓ ગુરુજી, ભગવાનની ભક્તિનું બહુ ભારે માહાત્મ્ય આપે કહ્યું, આવું માહાત્મ્ય ને આવી ભક્તિનીજ મનુષ્યને જરૂર છે, એવું તો જ્યાં હોય ત્યાં શાસ્ત્રો ને સંત પુરુષો પોકારી પોકારીને કહે છે. ત્યારે આ બધા લોકો ભગવાનના ભક્ત કેમ નહિ બની જતા હોય ?

ગુરુજી—ભાઇઓ, મનુષ્યનું કર્તવ્ય સૌ સમજે છે. વળી આ જગતમાં જન્મમરણનાં દુ:ખ પણ સર્વે નજરે જુએ છે. પવિત્ર ભક્તિમાન્ પુરુષોને પ્રભુએ મદદ કરેલી એ પણ કથાઓ સાંભળે છે. લોઢાના ધગધગતા થાંભલામાંથી

પ્રકટ થઈ ભક્તરાજ પ્રહ્‌લાદનું રક્ષણ પ્રભુએ કર્યું. ધ્રુવજીને દર્શન દીધાં, આવી પ્રભુની ને ભક્તની અનેક વાતો સાંભળે છે. પણ પ્રહ્‌લાદજી ને ધ્રુવજી જેવા કેટલા ભક્ત થયા ? આનું કારણ પ્રભુની માયા છે. ભગવાનની માયા બહુ મોટી છે; ભલભલાને એ ભુલાવે છે, ને આખું જગત એ માયાથી આંધળું થઈ ચાલે છે. તેથી સાચી વસ્તુ સુઝતી નથી. શ્રીકૃષ્ણ શ્રીગીતાજીમાં પણ અર્જુનને કહે છે કેઃ—

"આજ મારી દૈવી માયા છે, ત્રિગુણવાળી છે, એટલે સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી છે. આ મારી માયા તરવી ઘણી કઠણ છે, જે મારેજ શરણ આવે છે, તે આ માયાને તરી જાય છે. જુઓ શ્રીકૃષ્ણ પોતેજ શું કહે છે ? કહે છે "જે મારેજ શરણે આવે છે, તે આ મારી દૈવી માયાને તરી જાય છે," માટે પ્રભુનેજ શરણે રહેવું જોઈએ. ભગવાન 'મારેજ' એમ કહી પોતાનેજ શરણે માયા તરવા માટે આવવાનું કહે છે, બીજા કોઇને નહિ. માટેજ આ ભક્તરાજ કહે છે કે "સર્વ સમર્પીને રહેવું શરણે." બધું મનથી શ્રીકૃષ્ણને અર્પણ કરીને શરણે રહેવું.

કનુ—ગુરુજી. શું કરીએ ત્યારે શરણે રહ્યા કહેવાય ?

ગુરુજી—કનુ, તું નાને મોઢે મોટી વાતો કરે છે, આવી ભારે વાતો સમજવી મહાકઠણ છે. પણ ટુંકામાં કહું છું કે, શ્રીમહાપ્રભુજીના વંશમાં પ્રકટેલા ગુરુદેવની

પાસેથી " શ્રીકૃષ્ણ: શરણં મમ " એ મંત્ર લેવો, એ શરણ સ્વીકાર્યું કહેવાય.

બાબુ—ગુરુજી, આમાં તો હું કાંઇ ન સમજ્યો.

ગુરુજી—બાબુભાઇ, સાંભળો. તમો બધા છોકરાઓ એકઠા થઈ કોઈ રમત રમો છો. રમતમાં બે છોકરા લડી પડે છે. આ વખતે જે છોકરો નિર્બળ હોય છે, તે કોઇ પોતાના વિરોધીને પહોંચી વળે, એવા છોકરાની પાસે જાય છે, ને કહે છે કે 'હું તારી ગાય છું. આ છોકરો મને મારે છે.' આનું નામ શરણ કહેવાય હવે પેલા છોકરાને ગાય તરીકે સ્વીકારનાર એટલે શરણે લેનાર છોકરો પેલા બીજા મારનારા છોકરાને કહે છે કે, આ મારી ગાય થયો, માટે હવે તારાથી નહિ અડાય. મારી ગાય બન્યો છે, માટે મારે રક્ષણ કરવુંજ જોઇએ. છેવટે પોતે ગમે તેટલું વેઠીને પણ પેલો છોકરો પોતાના શરણાંગતને નથી છોડતો. આનું નામ શરણ કહેવાય. જેમ પેલો નિર્બળ છોકરો બીજાની પાસે ગાય બની ગયો, તેમ આપણે પણ પ્રભુ પાસે નિર્બળ હોવાથી પ્રભુની ગાય બની જઇએ, તો પ્રભુ આપણું રક્ષણ કરે. જો એક માણસની ગાય આપણે બની જઇએ, તો તે રક્ષણ કરે છે, તો આપણે પ્રભુની ગાય બની જઈએ, તો તે પ્રભુ સર્વ કરતાં સમર્થ હોવાથી સદા આપણું રક્ષણ કેમ ન કરે વિશ્વાસ જોઈએ. પણ એકનીજ ગાય બનીએ, તો તે રક્ષણ

કરે. જો પેલો છોકરો અહીંથી અહી ને અહીંથી અહીં દોડી જુદા જુદા ઘણાની ગાય બને, તો કોઇ એને મદદ ન કરે, તેમ જો આપણે પણ પ્રભુપરનો વિશ્વાસ છોડી બીજાનો વિશ્વાસ કરીએ, તો પ્રભુ મદદ ન કરે. એક ભગવાન સર્વ સમર્થ છે, તેને છોડીને બીજાને શરણે કોણ જાય? માયાની સાથ આપણી લડાઈ છે, એ માયા તો પ્રભુની દાસી છે, એમ મેં પહેલાંજ કહ્યું હતું. એ માયા બહુજ બળવાન છે. બળવાન પર જીત મેળવવા બળવાનને શરણે જવું જોઇએ. પ્રભુ સૌથી બળવાન છે; માટે પ્રભુને શરણે જવું. વળી જન્મમરણની બીક મોટી છે, તે પણ પ્રભુને શરણે જવાથી મટી જાય છે. આપણે આ લોકની ને પરલોકની બધી ચિંતા છોડીને શ્રીઠાકોર-જીનેજ ભજીએ, તો જરૂર તે આપણને સર્વ રીતે સુખી કરે, પ્રભુને શરણે ગયા એટલે આપણામાં, નીતિ, ભક્તિ, પ્રેમ, દયા, વિવેક, સહનસીલતા, ઉદારતા આવવાંજ જોઇએ. સત્ય એ તો ઇશ્વરનું સ્વરૂપ છે, સત્ય એક સહેજ પણ ન ચુકાય, સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય અને પ્રેમ એ ચાર શક્તિમાન પુરુષના જીવનના પાયા છે. એ પાયા પર જીવનની ઈમારત ચણાય તો તે સફળ થાય.

ભગુ—ગુરુજી, આજે તો આપે બહુ ઉંડી ઉંડી વાતો કહી.



## પાઠ ૧૮ મો.

## સત્વગુણ, રજોગુણ ને તમોગુણ.

બાળુ—ગુરુજી, આપે કાલે કહ્યું કે, ત્રણ ગુણવાળી માયા છે, ગુણ તો બેજ કહેવાય છે. એક સારા ગુણ ને બીજા ખરાબ ગુણ. પ્રભુને ભજવા, સાચું બોલવું, ઉદાર રહેવું, બધા પર પ્રેમ રાખવો, મોટાંને માન આપવું, મીઠી ને વહાલી લાગે એવી વાણી બોલવી, આ સારા ગુણ કહેવાય ને એથી ઉલટા તે ખરાબ ગુણ કહેવાય. એવું તમે વારંવાર કહો છો, ત્યારે કાલે કહ્યા હતા, એ ગુણ કેવા કહેવાય ?

ગુરુજી—એ ત્રણ ગુણ મુખ્ય છે, આ જગત પણ ત્રણ ગુણથી જ થાય છે, પણ ત્રણમાં સારા ખોટાપણું છે.

૧. સત્વગુણ, આ ગુણ સારો છે. આ ગુણથી માણસ સાત્વિક ને જ્ઞાનવાન તથા સુખી થાય છે. (૨) રજોગુણ-આ ગુણ સત્વ ગુણથી ઉતરતો છે. આમાં જ્ઞાની ન થતાં જીવ કર્મમાં પ્રવૃત્ત થાય છે, તથા લૌકિક મોજમજા ને વૈભવની ઇચ્છાવાળો થાય છે, આનું ફળ દુઃખ છે. (૩) તમોગુણ—આ ગુણ માણસમાં હોય તો તે પ્રમાદી, એદી, આળસુ; ક્રોધી ને મોહવાળો થાય છે. આ ગુણ બહુજ ખરાબ છે, અજ્ઞાન એ આ ગુણનું ફળ છે. આ ત્રણે ગુણ નાશ પામે

તો જ માણસને શ્રીકૃષ્ણની ભક્તિ મળે છે. આ ત્રણે ગુણ નાશ પામે એવા માણસને ત્રિગુણાતીત કે નિર્ગુણ કહે છે.

વળી આ ગુણો પારખી પણ શકાય છે. ગુણ અથવા પ્રકૃતિ પરથી માણસ સત્ત્વગુણી, રજોગુણી કે તમોગુણી છે, તે આપણે ઓળખી શકીએ છીએ. શાંત, નીતિમાન, પવિત્ર દૃષ્ટિવાળો, સાચો, જ્ઞાની તથા દયાળુ માણસ સાત્ત્વિક કહેવાય. વૈભવી, શોખીન, કર્મમાંજ સર્વસ્વ માનનારો અને ઇંદ્રિયોને લાડ લડાવનારો માણસ રાજસી કહેવાય. ક્રોધી, દયા વગરનો, હિંસા કરનારો, ખરાબ વાણી બોલનારો, આળસુ તથા ખોટી તકરારો કરનારો માણસ તામસી કહેવાય છે. વળી સત્ત્વગુણીને સત્ત્વ ગુણવાળા સાથે પ્રીતિ થાય તો ટકે છે. રજોગુણી જોડે રજોગુણીને અને તમોગુણી જોડે તમોગુણીને બને છે. શ્રીકૃષ્ણનો ભક્ત નિર્ગુણ હોવાથી તે ઉપરના કોઈ ગુણવાળા જોડે ન ભળતાં અલગજ રહી ભજન કરે છે. તે સંસારમાં નિર્લેપ જેવો રહી આનંદપૂર્વક નિર્વિકારપણે પોતાની ફરજ બજાવે છે. આથી તેને ઘણીવાર વિશ્વના પ્રપંચી જીવો જોડે બનતું નથી. પણ તેને તે બાબતની ફિકર થતી નથી, તેનું ચિત્ત પ્રભુમય હોવાથી વિશ્વના વિકારો તેને કોઈ રીતે મોહ પમાડતા નથી.

વળી ખોરાક પરથી પણ માણસની પરીક્ષા થઈ શકે. સત્ત્વગુણી માણસને આયુષ્ય વધે તેવા, સત્ત્વગુણી, બળ

આપે એવા, આરોગ્ય વધારનારા, સુખ ને આનંદ આપનારા, રુચિ થાય એવા, રસ (સ્વાદ) વાળા, ચિકાસવાળા અને મનને વહાલા લાગે એવા ખોરાકો પ્રિય હોય છે આવા પદાર્થોજ એવા સત્ત્વગુણી માણસને ગમે છે. આથી આવો ખોરાક ખાય તેને સત્ત્વગુણી જાણવો. આપણે પણ આ ઉપરથી આપણી પરીક્ષા કરી શકીએ. કડવા, ખાટા, ખારા, બહુ ઊના, તીખા, લુકખા, ગરમી ઉત્પન્ન કરે એવા દુઃખ, શોક અને રોગ ઉત્પન્ન કરે એવા ખોરાક રજોગુણી માણસને વહાલા હોય છે, આવા ગુણવાળા પદાર્થો ખાય તેને રજોગુણી જાણવો. આગલા દિવસનું ટાઢું, રસ કે સ્વાદ વિનાનું, સત્ત્વ કાઢી લીધેલું, દુર્ગન્ધવાળું, ટાઢું ઉતરી ગયલા જેવું, એંઠું તથા અશુદ્ધ ભોજન તામસી માણસોને પ્રિય લાગે છે. આવા ખોરાક ખાનારા તામસી માણસો હોય છે. આમાંના કેવા ખોરાક આપણને વહાલા છે, તે વિચારીએ તો આપણામાં કયો ગુણ છે તેની ખબર પડે છે.

કેનુ—ગુરુજી, મને તો સાત્ત્વિક ને રાજસી ખોરાકો ભાવે છે, તેથી હું તો રાજસી પણ નથી, ને સાત્ત્વિક પણ નથી. દરેક વિદ્યાર્થી આ સાંભળી વિચારમાં પડી ગયો, પોતે કેવા ગુણવાળો છે, તેનો નિશ્ચય મનમાં કરવા મંડી પડયો.

બાબુ—ગુરુજી, આપણે સત્ત્ગુણી થવું હોય તો શું કરવું?

ગુરુજી—ઉપરના સત્ત્વગુણી માણસને પ્રિય છે, એવા ખોરાક ખાવા મરચાં વગેરે તીખા પદાર્થો તથા આમલી વગેરે ખાટા પદાર્થો ખાવા ન જોઇએ. મરચાં જેવા પદાર્થો આપણા મનને તામસી બનાવે છે, તેથી આવા પદાર્થો પ્રભુનાં મંદિરોમાં પણ વપરાતા નથી. વળી તામસી માણસના હાથનો ખોરાક પણ તામસી હોય છે, માટે તામસી માણસના હાથથી તૈયાર કરેલી વસ્તુ ખાવી નહિ. આવાંજ કારણોથી ગમે તેના હાથનું ખાવું ન જોઇએ. પવિત્ર માણસના હાથનો ખોરાક મનુષ્યને પવિત્ર બનાવે છે. અરે વધારે શું કહું ? કોઇ તામસી વૃત્તિવાળાની કે એવા દુષ્ટ માણસની નજર પડે; તો પણ ખોરાકમાં વિકાર થાય છે. નજર મારફતે એ વિકાર પદાર્થોમાં પેસી પદાર્થોને વિકારવાળા બનાવે છે. આથી આપણાં શાસ્ત્રોમાં ગુપ્ત રીતે ભોજન કરવાની આજ્ઞા કરી છે. પ્રભુનાં મંદિરોમાં પ્રભુની સામગ્રીનાં સ્થાન ગુપ્ત જગાએ હોય છે, તેનું કારણ આવુંજ છે. વળી મંદિરોમાં પ્રભુને ભોગ ધરવા માટે તૈયાર કરવાની સામગ્રી પણ પવિત્ર સ્ત્રીપુરુષો પાસેજ તૈયાર કરાવાય છે. આપણે ભોજનમાં પણ આવી સાવચેતી રાખવી જોઇએ.

બાબુ—ગુરુજી, ત્યારે તો બજારમાં કંઇ લેવા જઇએ તો પણ સાવચેતી રાખવી જોઇએ. પવિત્ર વૈષ્ણવધર્મ બહુજ અઘરો છે.

# પાઠ ૧૯ મો.

## શુદ્ધ હૃદયજ મલીનતા પારખી શકે.

કેનુ—ગુરુજી, ગઈ કાલે આપે કહેલી બધી વાત તો યાદ ન રહી, પણ તેમાંની કેટલીક વાતો તો મને યાદ રહી ગઈ હતી. મારા બાપાજીએ મને પૂછ્યું કે, આજ નીતિના વિષયમાં શું શીખ્યો ? ત્યારે મેં આપે કહેલી કેટલીક વાત કરી, આ વાત સાંભળીને તે વિચારમાં પડી ગયા. પછી હાલની સ્થિતિનો વિચાર કરવા માંડયો. મેં પૂછ્યું કે તમે શું વિચાર કરો છો ? ત્યારે તેમણે કહ્યું કે હું પ્રાચીન ધર્મભાવનાનો વિચાર કરૂં છું. મેં પૂછ્યું કે પહેલાંમાં ને આજમાં શો ફેર છે ? ત્યારે તેમણે કહ્યું કે કનુભાઈ, માણસ પર સદ્ગુણની અસર વહેલી પડતી નથી, પણ દુર્ગુણની અસર વહેલી પડે છે. કપડાંને શુદ્ધ કરતાં બહુજ માથાકૂટ પડે છે, પણ મેલું થતાં વાર નથી લાગતી. તેમ પવિત્ર રહેવું બહુજ મુશ્કેલ છે, ને મલીન થવું તો સહેલું છે. સત્સંગ જવલ્લેજ મળે છે, જ્યારે કુસંગ તો ડગલે ને પગલે તૈયાર હોય છે. તેં ગઇ કાલે શુદ્ધ ભોજનની વાત કરી. હિંદુ માત્ર શુદ્ધ રીતે પવિત્ર માણસના હાથની વસ્તુજ ખાઈ શકે. આ વાત સાંભળી હાલના હિંદુઓની કફોડી દશાનો મને વિચાર આવે છે. હાલ ચાલી

રહેલી હોટેલો ને તેમાં લેવાતો ગમે તેના હાથનો ગમે તેવો ખોરાક, આ બધી ભ્રષ્ટાચારની હદ આવી રહી છે. ચુસ્ત ધાર્મિક હિંદુ તો હોટેલમાં કામસર જવું પડે તો પણ ન જાય, એવી ભ્રષ્ટતા હોટેલમાં છે. રોગોનો ફેલાવો પણ એથી થાય છે આપણા દેશમાં પરગામ જવું પડે તો ઘેરથી દૂધમાં કોરી વસ્તુઓ પોતાને હાથે તૈયાર કરીને લઈ જાય, ને જો જરૂર પડે તો રસ્તામાં ઉપયોગમાં લે. હાલ પણ ચુસ્ત ધાર્મિક હિંદુ આ પ્રમાણેજ કરે છે. હોટેલોએ જેવી હિંદુધર્મની ખરાબી કરી છે, એવી કોઇએ નથી કરી, ને એથી ખોરાકનો વિચાર નહિ રાખવાથી વિચારોમાં પણ ભ્રષ્ટતા પેઠી. વિચારોમાં ભ્રષ્ટતા પેઠી એટલે ભ્રષ્ટ કાર્યો સારાં દેખાયાં, ને તેના વિતંડાવાદ વધ્યા, આપણી પવિત્ર સંસ્કૃત વિદ્યા તરફ ઉપેક્ષા થઇ, ને તેને સ્થાને આસુરી વિદ્યાઓએ પ્રવેશ કર્યો. પરિણામે સંત પુરુષ જેવા મનાતા પણ આસુરી વિદ્યાના આશ્રયથી શુદ્ધ વિચાર નથી કરી શકતા. સદ્દભાગ્યે ગામડાંને હજી આ આસુરી વિદ્યાનો તથા હોટેલોનો ચેપ નથી લાગ્યો, તેથી કંઈક પવિત્રતા જળવાઈ રહી છે. આપણા ભક્તિમાર્ગમાં તો બ્રહ્મસંબંધ ન લીધું હોય તેવાના હાથની વસ્તુ પણ ન લઈ શકાય. તેવાના હાથે જળ પણ ન ન પીવાય. હાલ પણ ઘણા મનુષ્યો એવા હોય છે કે, જે પોતાને હાથેજ

સામગ્રી તૈયાર કરી પ્રભુને સમર્પણ કરીને લે છે. આપણા શ્રીમહાપ્રભુજી જ્યારે દક્ષિણમાં વિજયનગરમાં દિગ્વિજય કરવા પધાર્યા, ત્યારે પોતાના મામાને ઘેર પણ ભોજન ન કર્યું ને કહ્યું કે, હું તો હાથેજ સામગ્રી કરી પ્રભુને ધરાવીને લઉં છું. આ સાંભળી તેમના મામાને ઘણું માઠું લાગ્યું, પણ તેની દરકાર ન કરતાં પોતાની શુદ્ધિ જાળવી રાખી. પોતાના મામા એટલે પોતાની જ્ઞાતિ છતાં પોતે તેમને ત્યાં ભોજન ન લીધું. આ ધર્મની કેટલી ઉચ્ચતા કહેવાય ? હાલ આપણી ચાલી રહેલી બધી ભ્રષ્ટતા એ શું કહેવાય ? વધારે શું કહું ? જે મનુષ્યનું હૃદય તદ્દન શુદ્ધ હોય છે, તેજ શુદ્ધ વિચાર કરી શકે છે. ચોકખી આરસી-માંજ મોં પર ડાઘ હોય તે જણાય છે, તેમજ ચોકખું હૃદયજ શુદ્ધિને અને અશુદ્ધિને જોઈ શકે છે. મેલી આર-સીમાં ડાઘ ચોકખો ન દેખાય, તેમ મલીન હૈયું અશુદ્ધિ નજ પારખી શકે. ધોળા સાફ વસ્ત્ર પર સહેજ પણ ડાઘ પડે, તો છેટેથી દેખાય છે. તેમ સાફ અંતઃકરણ મલીનતાને દૂરથી ઓળખી શકે છે. તેથી તેવી મલીન વસ્તુઓથી તે દૂર રહે છે, ત્યારે જેમની વૃત્તિઓ શુદ્ધ નથી, તેઓ શંભુમેળો વગેરે કરીને પોતે ભ્રષ્ટ બને છે, ને બીજાને ભ્રષ્ટ બનાવે છે. જે વસ્તુ કાળી એટલે મલીન છે, તેમાં ગમે તેટલી મલીનતા પેસે પણ સમાઇ જાય છે, ને ખબર પણ પડતી

નથી. તેમ શુદ્ધ આચાર વિચાર વાળાને શુદ્ધિ-અશુદ્ધિની ખબર પડે છે, ને મલીનને તેની ખબર પડતી નથી. તેથી ભ્રષ્ટ લોકો બીજા સારા માણસોને પણ પોતાના જેવા બનાવવા માટે પ્રયત્ન કરે છે. મોગરા પાસે ઉભા રહીશું, તો મોગરાની સુગંધી મળશે, ને લસણ પાસે ઉભા રહીશું તો લસણની ગંધ આવશે. માટે બહુજ આચાર વિચાર ને શુદ્ધિ માટે સાવચેતી રાખીએ તો બચાય. આ પ્રમાણે મારા બાપાજીએ વાત કહી.

ગુરુજી—કનુ, તને ભલી બધી વાત યાદ રહી!

કનુ—ગુરુજી, મારા બાપાજી પણ આપની પેઠે એવી સમજાવીને વાત કરે છે કે, તરતજ યાદ રહી જાય. એ હોટેલોની ચા, ને ગમે તેવા હોટેલોનો ખોરાક, એ લોકોને કેમ ગમતો હશે? ગુરુજી, મને તો આ અનાચારો સાંભળીને ઘણોજ કંટાળો આવે છે.

ગુરુજી—આવા પોતાના આત્માની પવિત્રતાની સાવચેતી ન રાખનારા આત્મહત્યારા કહેવાય, કારણ કે તેઓ પોતાનો આત્મા ભ્રષ્ટ કરે છે.

## પાઠ ૨૦ મો.

### સ્વચ્છતા. (ભા. ૧)

કનુ—ગુરુજી, પેલા મોહનલાલ તિલક કરે છે, બધી રીતે સારા છે; આપ કહો છો, તે તે શાંતિથી સાંભળે છે, તેમનું વર્તન શાંત, વિવેકી ને ડહાપણ ભર્યું છે. માત્ર તેમને બહુ આવડતું નથી, ને તેઓ અમારી પેઠે પ્રશ્નો પૂછતા નથી. મને એક ફક્ત એમનાં વસ્ત્રા મલીન હોય છે તે નથી ગમતું. આપ તેમને સ્વચ્છ કપડાં રાખવાનું કહો તો કેવું સારૂ?

ગુરુજી—ભાઇ કનુ, જેના બહારના આચારો સારા હોય તેના અંદરના વિચાર પણ સારા હોય છે. શુદ્ધિ પણ ત્રણ પ્રકારની કહી શકાય, તનની, માનની ને વાણીની.

હંમેશાં સારી રીતે ડીલ ચોળીને નહાવું જોઇએ. નાહીને જાડા ધોએલા ટુવાલ વડે શરીર લોહીને સાફ કરવું જોઇએ. વધારે શું કહું? જેટલીવાર શૌચ જવું પડે તેટલીવાર વૈષ્ણવ નહાય. વૈષ્ણવ તો શું પણ હિંદુમાત્ર નહાય. સ્વચ્છતા જાળવ્યા વગર બુદ્ધિ ને મન શુદ્ધ રહેતાં નથી, માટે ખાસ સ્વચ્છતા જાળવવી જોઇએ. હાલ આપણે આ ન્હાવા ધોવાના વિચાર પણ ભુલી ગયા છીએ. આપણે વસ્ત્રા પણ તદ્દન શુદ્ધ ને ધોએલાં પવિત્ર પહેરવાં જોઇએ. મેલાં વસ્ત્રોથી આપણી વૃત્તિઓ મલીન થાય, એટલુંજ નહિ,

પણ શરીરને પણ રોગ થાય છે. આપણે આપણે માટે જ નહિ, પણ બીજાને માટે પણ શુદ્ધ રહેવું જોઇએ. જુઓ, મોહનલાલ કપડાં મેલાં રાખે છે, તેથી કનુભાઇને કંટાળો આવ્યો એમ દરેક જોડે બેસનારને થાય, આથી દોષ લાગે. આપણાથી કોઇ પણ રીતે કોઈની લાગણી દુખાય એ મોટું પાપ છે. દરેક વિદ્યાર્થીએ અથવા કોઇ પણ માણસે પોતાને માટે નહિ તો બીજાના સુખને માટે પણ સ્વચ્છ રહેવું જોઇએ. ક્ષણે ક્ષણે સંસર્ગમાં આવનારા માણસોનાં શરીર પર ન સુઝે એવાં સૂક્ષ્મ રજકણો એક બીજાપર પડે છે, ને તેની અસર એક બીજાને થાય છે, આ રીતે ચેપી રોગો પણ ફેલાય છે. કોઇ મલીન માણસનાં શરીરનાં રજકણો તંદુરસ્ત ને સ્વચ્છ માણસના શરીરપર પડે તો તેની તંદુરસ્તી બગડે, એ એક પ્રકારની સૂક્ષ્મ હિંસા છે. કોઈ પણ માણસને આપણાથી કંટાળો આવે, તો તે પણ હિંસા છે, માટે જેમ બને તેમ સૌ કોઇ આપણાપર પ્રસન્ન રહે એમ કરવું જોઇએ. ભાઈ મોહનલાલ, તું વસ્ત્રો બરાબર સ્વચ્છ નથી રાખતો. તું વૈષ્ણવ છે, વૈષ્ણવનાં કપડાં સ્વચ્છ જોઈએ, તારાં મેલાં રહે છે, માટે હવે સ્વચ્છ પહેરી લાવજે.

**મોહનલાલ**—ગુરુજી; મારી સ્થિતિ ગરીબ છે, તેથી સાબુ લાવવાના પૈસા નથી, વળી મારાં માતુશ્રી માંદાં છે, એટલે કોણ ધોઈ લાવે ?

**ગુરુજી**—ભાઇ, બધા લોક કાંઈ સાબુએ કપડાં ધોતા નથી. વળી પાણીના કંઇ પૈસા બેસતા નથી. ભલે કીંમતી કે રૂપાળાં કપડાં ન હોય, પણ તે મેલ વગરનાં સાફ હોવાં જોઈએ. વળી તારાં માતુશ્રી માંદાં છે, તો તારે જાતે ધોવા જવું જોઈએ. આપણા ભક્તિમાર્ગમાં તો બીજાને તસ્દી આપવા કરતાં આપણે જાતે કામ કરી લઈએ તો, વધારે સારૂં. તળાવમાં પાણી પણ પુષ્કળ છે. આપણે જાતે જઈને કપડાં ધોઇએ, તો એક તો કસરત મળે, ને કપડાં સ્વચ્છ રહે; વળી ગામ બહારની હવા પણ સારી, આમ ત્રણ લાભ થાય. તું કંઇ હવે નાનો નથી કે, તારાથી કપડાં ન ધોવાય. બીજાપર આધાર રાખવાથી તારે મેલાં કપડાં પહેરીને નિશાળે આવવું પડે છે, એ કેટલી આળસ કહેવાય? જાતે તળાવપર જઇને કપડાં ધોઇએ, તો કેટલો આનંદ થાય? ઉલટું બીજો કોઇ છોકરો હોય તો મંદવાડમાં બીજાનાં વસ્ત્ર પણ ધોઇ લાવે, તું તો તારાં વસ્ત્રો પણ ધોતો નથી. શિઆળામાં જાડાં, ઉનાળમાં પાતળાં વસ્ત્રો પહેરીએ તો સુખાકારી સારી રહે. પોતે પોતાની સુખકારી ન સાચવીએ, તો બીજો કોણ સાચવે?

**ગોકુળદાસ**—ગુરુજી, ખાદી બહુ મેલી થાય છે, ને ઝટ ઉજળી પણ થતી નથી. આ કારણથીજ કપડાં મેલા જેવાં લાગે છે, ખાદી સોંઘી ખરી, પવિત્ર ખરી, ખાદી પહે-

રવામાં પુણ્ય ખરૂં, પણ ધોવાનું બહુજ દુઃખ છે.

ગુરુજી—ભાઇ ગોકળદાસ, તારૂં કહેવું ખરૂં છે. પણ મીલનું કપડું ત્રણ કે ચાર દહાડે ધોતા હોઇએ, તો ખાદી બે દિવસે ધોઇએ, તો સાફ રહે. જેને સ્વચ્છ કપડાંની ટેવ પડી હોય છે, તે તો ગમે તેમ કરીને સ્વચ્છજ રહે છે. માટે તમે સ્વચ્છ રહેવાની ટેવ પાડશો, તો મેલું કપડું પહેરવાનું તમને ગમશેજ નહિ. હું તો એવા વિચારનો છું કે, ધોબીને ધોવા લુગડાં આપવાં તે કરતાં ઘેર ધોવાં વધારે સારૂં છે, કારણ કે ધોબીને ઘેર વારંવાર જવાથી વહેલાં ફાટી જાય વળી ધાર્યાં ધોવાઇને આવે કે ન આવે. જેઓ શોખીન કે રાજસી લોકો છે, તેમને એ પાલવે, આપણે તો પોતાને હાથેજ ઘણું કામ કરી લેવામાં આનંદ માનવો જોઇએ.

મોહનલાલ—ગુરુજી, હવે હું જાતે કપડાં ધોઈ આવીશ; મને ધોવા જતાં શરમ આવતી હતી.

ગુરુજી—એમાં શરમ શાની? પોતાનું કામ પોતે કરવું એમાં શરમ શાની? જુઠું બોલવું, કોઇને ખરાબ વચન કહેવું, મેલા રહેવું એમાં શરમ છે. કામ કરવામાં શરમ આવે એ તો મેં આજે સાંભળ્યું. હું પણ મારાં વસ્ત્રો હાથે ઘણીવાર ધોઉં છું.

---

## પાઠ ૨૧ મો.

### સ્વચ્છતા. [ ભા ૨ ]

ગોકુળદાસ—ગુરુજી, જુઓ આજે મોહનલાલ કેવાં સ્વચ્છ કપડાં પહેરીને આવ્યા છે? હવે તે હંમેશા આવાં કપડાં પહેરીને આવે તો કેવું સારૂં! મને પણ ઘણીવાર આ સંબંધમાં આપને કહેવાનું મન થતું, પણ મોહન-લાલની લાગણી દુઃખાય માટે હું કહેતો નહોતો.

ગુરુજી—ગોકુળદાસ, ખોટી રીતે કારણ વગર લાગણી ન દુઃખવવી. શિખામણ દેવી પડે, કે ગુનો કરેલો કહીએ, તો તેથી લાગણી દુઃખાય એમાં દોષ નથી. જો કોઈ ગુનો કરે, ને જાણવા છતાં ન કહીએ તો તે વધારે વધારે ગુના કરે છે. માટે એ કહેવું તે એના ભલા સારૂ છે. મોહન-લાલને કાલે ટોક્યા તો આજે સ્વચ્છ કપડાં પહેરીને આવ્યા.

મોહનલાલ—ગુરુજી, કાલે નિશાળેથી છુટયા પછી હું જાતે કપડાં ધોઈ આવ્યો. મને કનુભાઇએ ચેતાવ્યો છે. હું કનુભાઇનો ઉપકાર કદી નહિ ભૂલું.

કનુ—ગુરુજી, મને તો કોઈ ગંદા છોકરા પાસે બેસવું કે, તેવાની જોડે વાત કરવી પણ ગમતી નથી. પ્રભુએ આ ટલું બધું જળ આપ્યું છે, તો સ્વચ્છ રહેવામાં આળસ શી? તમે બીજી સ્વચ્છતા કહી હતી તે કહો. શરીરની શુદ્ધિ તો જળવડે સચવાય, તે અમે જાણ્યું.

ગુરુજી—બાબુભાઇ, શરીરની પવિત્રતા માટે બીજી કોઇ ચીજની જરૂર છે ખરી કે?

બાબુ—હું તો એમ જાણું છું, ને જોઉં છું કે જળ વડેજ શરીર પવિત્ર થાય છે.

ગુરુજી—બાબુભાઇ, શરીરની પવિત્રતાને માટે બીજી પણ કંઇક ક્રિયાઓ કરવી જોઇએ, શરીર વડે પ્રભુની સેવા કરવી, શાંત ચિત્તે પ્રભુનું નામ લેવું, મંદિરનો ટહેલટકોરો કરવો, માબાપની સેવા કરવી, તેમને હંમેશાં પગે લાગવું તે કહે તે તરતજ કરવું, કોઇ પવિત્ર ભક્તનું કે સંત પુરુષનું કામકાજ કરવું કે આંટોફેરો ખાવો, ગુરુજીને પવિત્ર પ્રેમથી પ્રસન્ન રાખી તેમનું પણ કામકાજ કરવું, તેમને પણ પગે લાગવું. શ્રીકૃષ્ણ ને સુદામાજી પણ પોતાના ગુરુને માટે લાકડાં લેવા જંગલમાં જતા, કુહાડી વડે લાકડાં પણ પોતે કાપતા. આ વાત હું તમને કોઇવાર કહીશ. શરીરને બહુ શોખ ન કરાવવો, એને આળસુ ન રાખવું પણ કામકાજમાં લેવું, એથી શરીર પવિત્ર થાય છે, આવા વર્તનથી શરીર પવિત્ર રહે છે. વળી મન પવિત્ર રહે તો બહુજ આનંદ થાય

સગુ—ગુરુજી, શરીરને પવિત્ર રાખવાનું તો અમે સમજ્યા, પણ મન પવિત્ર શાથી રહે? એ વસ્તુ એવી નથી કે એને જલ વડે ધોઇને સ્વચ્છ અને પવિત્ર રાખીએ,

કેનુ—ઓ ગુરુજી, એ વાત ખરી છે ! બાબુભાઇએ એ વાત તો સારી પૂછી. ગુરુજી, અમને આ વાત તે સમજાવોજ. મન શી રીતે પવિત્ર રહે ?

ગુરુજી—મન પવિત્ર રહેવાની બધી વાતો પાછળ આવી ગઈ. આ બધી વાતો મનની સ્વચ્છતાનીજ થાય છે. પણ સાંભળો, ટુંકામાં કહું.

શરીરને હંમેશાં સ્વચ્છ રાખવું, કપડાં સ્વચ્છ પહેરવાં, ગમે તેના હાથનો તૈયાર કરેલો ખોરાક ન ખાવો, બજારની ફળ સિવાયથી ચીજો ખાવી નહિ. પ્રભુનું ભજન કરવું, હંમેશાં પવિત્ર થઈ મંદિરમાં દર્શન કરવા જવું, સાચી અને મીઠી તથા શુદ્ધ વાણી બોલવી; માબાપની સેવા કરવી, તેમને પગે લાગવું, ગુરુની સેવા કરવી, તેમને પગે લાગવું, કોઇ સંત પુરુષ કે ભક્ત કથાવાર્તા કહે તો તે દરરોજ સાભળવા જવું, મંદિરમાં પણ કથા વાર્તા થતી હોય તો ત્યાં શાંત ચિત્તે સાંભળવા બેસવું, સત્સંગ કરવો, નીતિના કે સારાં ધાર્મિક પુસ્તકોનું વાંચન રાખવું, રામાયણ, મહાભારત, શ્રીમદ્‌ભાગવત, શ્રીગીતાજી વગેરે નીતિ ધર્મને વધારે ને પ્રભુની ભક્તિ ઉત્પન્ન કરે એવા પુસ્તકો વાંચવા, હંમેશાં સારા વિચાર કરવા, સારા સારા વિચાર આવે તેવીજ જગાએ બેસવું, ભાઈબંધી કરવી, એ પણ સારાજ વિદ્યાર્થીની કરવી, કે જેથી આપણા

પર સારી અસર થાય, કહેવત છે કે–"સોબત તેવી અસર" આપણે જેવી સોબત કરીએ તેવી અસર આવે, માટે સારા છોકરાનીજ સોબત કરવી, સહનશીલતા રાખવી, મન પ્રસન્ન રહે તેવાંજ કામ કરવાં, સદા આનંદી રહેવું કે, જેથી કોઈ માણસ આપણું મોઢું જુએ તે સાથેજ તેને આનંદ થાય, કોઈના દોષ જોવા નહિ પણ સદ્‌ગુણ જ જોવા, ટુંકામાં પ્રભુની, ગુરુની, માબાપની ને પવિત્ર પુરુષની સેવા વડે શરીર ને મન જેટલાં પવિત્ર થાય છે, તેટલાં બીજા કશાથી થતાં નથી. વાણી પવિત્ર રહે માટે વધારે બોલવું નહિ, બહુ બોલીએ તો ખોટું ખરૂં બોલી જવાય. કોઇને ખોટું લાગે એવું કે ખપ વગરનું કશું ન બોલવું. ખપ વગરનું બોલવું તથા કોઇને માઠું લાગે એવું કહેવું એ વાણીનો દોષ છે. પ્રભુનાં કીર્તનો કરવાં, નીતિનાં કાવ્યો વાંચવા, ભક્તોનાં ચરિત્રો વાંચવા ને ગાવાં, પ્રસાદી એટલે મીઠી ને વહાલી લાગે એવી રસિક વાણી સદા બોલવી. એટલે વાણીની પવિત્રતા જળવાય છે. આમ શરીરની, મનની ને વાણીની પવિત્રતા જળવાય છે. મેં શરીરની, મનની ને વાણીની સ્વચ્છતા ને પવિત્રતા જાળવવાના જે ઉપાય કહ્યા તે પ્રમાણે કોઇ બરાબર વર્તે તો તે દેવજ છે અથવા દેવ જેવો બની જાય છે.

કનુ —ગુરુજી, અમને તો તમેજ દેવ જેવા લાગો છો, અમે તમારામાં આજ સુધીમાં એક પણ ખોડ જોઈ નથી. આપના જેવું પાવન ધાર્મિક વર્તન અમે કોઇનું જોયું નથી.

અમને આ બધું શીખવો છો, તેનો બદલો શો આપીશું ? (આમ બોલતાં બોલતાં બોલતાં કનુની આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં ).

## પાઠ ૨૨ મો.

## પોતાના જીવને ઠપકો.

ગુરુજી—ચાલો, આજે એક શિખામણની કવિતા ગાઇએ-

રાગ—રામશ્રી.

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું, મૂરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું-ટેક.

મિથ્યા લવરી[1] મન ગમતી કરે છે, નહિ તેનું ઠામ ઠેકાણું-મૂરખ.
દામનું[2] કામ નહિ નહિ પરિશ્રમ[3], ગાતાં ગોવિંદનું ગાણું[4]-મૂરખ.
કિંચિત[5] શ્રમ ને[6] લાભ ઘણેરો, નહિ કાંઇ એહ સમાણું[7]-મૂરખ.
ખાતો ન હોય તો નિર્બલ કહીએ, જોઇએ અશેરનું ભાણું[8]-મૂરખ.
હરિ ભજતાં તને આળસ આવે, ભવ[9] ભટકણ નિશ વહાણું[10]-મૂ.
તુજમાં ને પશુમાં અંતર શાનું,તું પશુ પુચ્છ[11] વિહાણું[12]-મૂ.
કોઇ દિન તુજને કોડ[13] થયો નહિ, કૃષ્ણ કીર્તન મુખ આણું-મૂ.
પ્રભુ કીર્તન વિના ભવ ન તરાયે, તે નિશ્ચય કરી તેં ન જાણ્યું-મૂ.
દયો કહે હરિ ભજ જીવ મારા, ફરી નહિ મળે આ ટાણું[14]-મૂરખ.

---

૧. લવારો, ૨ પૈસા, ૩ મહેનત, ૪ ભજન, ૫ થોડો, જરાક, ૬ મહેનત, ૭ સમાન બરાબરી કરે એવું, ૮ પાતાળ, ૯ સંસાર, ૧૦ રાત દહાડો, ૧૧ પૂંછડી, ૧૨ વગરનું, ૧૩ ઉમળકો, હરખ ઓરતો, ૧૪ સમય.

બાબુભાઇ—ગુરુજી, આ કવિતાનો અર્થ અમને સમજાવશો.

ગુરુજી—સાંભળો, આ કવિતા જીવને શિખામણની છે [ પછી અર્થ શીખવવામાં આવે છે ]

---

## પાઠ ૨૩ મો.

## શરદ્ ઋતુની વાંસળી.

કનુ—ગુરુજી, તે દિવસે આપે પ્રભુની વાંસળી સંબંધી વાતો કહી હતી. વ્રજના લોકોને વાંસળી સાંભળીને કેટલો બધો આનંદ થતો હશે?

ગુરુજી—કનુ, એ વાંસળીનો આનંદ તો વાણીમાં આવે નહિ. પ્રભુના વાંસળી વગાડવામાંજ એ ચતુરાઇ છે. શરદ્ ઋતુમાં સુગંધીવાળા પવનો વાય છે, પાણી સુંદર નિર્મળ થઇ રહ્યાં છે. નિર્મળ વાતાવરણ જણાય છે, આવી કુદરતી લીલા જોતા ભગવાન્ વૃંદાવનમાં ગોવાળીઆઓ સાથે ગાયો ચારે છે. ભમરાઓ અને પંખીઓ કલરવ કરી રહ્યાં છે, વૃક્ષો પોતાનાં પાંદડાંની લટોરીએ લહેરી રહ્યાં છે. આવી કુદરતી સુંદરતા વખતે ભગવાને વાંસળીનો નાદ કર્યો. આ બંસી સાંભળીને વ્રજની સ્ત્રીઓ તથા પુરુષો મોહ પામી ગયાં, ને આનંદમાં ગરકાવ થઇ ગયાં. પછી વાંસળીની વાતો કરવા લાગ્યાં, પરંતુ આનંદ અતિશય

થવાથી બોલી શકતાં નહોતાં. અતિશય આનંદમાં માણસ વાણી બોલી શકતો નથી.

શ્રીકૃષ્ણે આ બંસીનાદ કર્યો, ત્યારે મોરની પીછીવાળો મુગટ પહેર્યો હતો. શરીરપર પીળું વસ્ત્ર (પીતાંબર) પહેર્યું હતું. કોટમાં વૈજયંતી માળા ધારણ કરી હતી. તેમાં કૌસ્તુભ મણિની શોભા કંઇ ઓર દેખાતી હતી. પોતાના મુખપર બંસી રાખી તે બંસીનાં કાણાંપર હાથ રાખ્યા હતા, એ રીતે મહામનોહર શણગાર ધારણ કરી બંસીનો નાદ કર્યો. વેણુનાદ સાંભળી વ્રજભક્તોનું ચિત્ત તેમાં લીન થયું. કેટલીક સ્ત્રીઓ તો આંખો મીચી દઇ પ્રભુના વેણુનાદમાં મગ્ન થઇ ગઇ. જેમને નાદ સાંભળવા છતાં ભાન હતું તે કહે છે કે, પોતાના મિત્ર ગોવાળીઆઓ જોડે રૂપાળાં વૃંદાવનમાં બળદેવજીની સાથે વેણુ વગાડતા શ્રીકૃષ્ણનું કમળ જેવું મુખ જેણે નિરખ્યું છે, તેણેજ આંખોનું ફળ મેળવ્યું કહેવાય. ભગવાનનાં દર્શન કરવાં એજ આંખોનું ફળ છે, એ વિના બીજું કંઇ પણ ફળ નથી. જ્યારે ભગવાન બંસી બજાવતા નટની પેઠે પોતાના મિત્રો જોડે નાચે છે, ત્યારે આખું વિશ્વ મોહ પામે છે, ને કોઇથી રહી શકાતું નથી. હરખે હૈયું ભરાઇ જાય છે. આ વાંસળીએ એવું શું પુણ્ય કર્યું હશે કે, ભગવાન એક ક્ષણ પણ તેને છોડતા નથી, પોતાની પાસે ને પાસે

રાખે છે. એના ભાગ્યનો પાર નથી. પ્રભુરસ પીવાને લીધેજ એના સૂરમાં આખું વિશ્વ મોહ પામે છે. જે ભક્ત સદા પ્રભુરસજ પીધા કરે છે તેની વાણી પણ બંસી જેવી મીઠી હોય છે. કારણ કે હૃદયે પીધેલો ભગવદ્રસ વાણી મારફત બહાર નીકળે છે, તેથી પવિત્ર ભક્તોની વાણી રસિક અને મીઠી હોય છે. આ નદીમાં કમળો દેખાય છે; તે જાણે શ્રીયમુનાજી બંસી સાંભળી પ્રફુલ્લિત થઈ ગયાં હોય તથા બંસીના આનંદથી રોમાંચિત થઇ ગયાં હોય એમ જણાય છે. ભક્તોને જ્યારે પ્રભુનો અલૌકિક આનંદ આવી મળે છે, ત્યારે તે આનંદથી તેમનાં રૂવાં ખડાં થઈ જાય છે. જ્યારે પોતાના કુળમાં કોઇ ભક્ત ઉત્પન્ન થાય, ત્યારે પિતૃઓ પણ ખુશી થઈ રોમાંચિત થાય છે, તેમ આ વૃક્ષો પણ પોતાના કુળમાં બંસી ઉત્પન્ન થએલી જોઇ રાજી રાજી થઇ જાય છે, ને હર્ષનાં આંસુ ખેરે તેમ પાન વેરે છે. સ્વર્ગની કીર્તિ કરતાં પણ પૃથ્વીની કીર્તિમાં આ વૃંદાવન વધારો કરે છે. આ બંસીના આનંદ આગળ ને શ્રીકૃષ્ણનાં દર્શનના આનંદ આગળ સ્વર્ગનો આનંદ તુચ્છ છે. જે માણસ અજ્ઞાની છે, તેજ આ શ્રીકૃષ્ણને છોડીને સ્વર્ગની ઇચ્છા કરે છે. સ્વર્ગનાં કરોડો વર્ષનાં સુખ કરતાં શ્રીકૃષ્ણનાં દર્શનનું એક ક્ષણવારનું સુખ વધારે છે. આ વૃંદાવન આટલું બધું આગીભર્યું ને રૂપાળું લાગે છે, તેનું

કારણ તેને ભગવાનના ચરણકમળનો સ્પર્શ થયો છે. જેને ભગવાનના ચરણનો સ્પર્શ થાય અથવા જે પ્રભુના ચરણનો સ્પર્શ કરે એ પણ આ વૃંદાવનની પેઠેજ આનંદકારી બની જાય છે. આ મોર પણ ભગવાનની બંસી સાંભળી કળા કરી નાચવા મંડી પડયા છે, ને પોતાનાં પીછાંનો મુગટ શ્રીઠાકોરજીએ ધારણ કર્યો છે, તેથી પોતાને ભાગ્યશાળી માને છે. આ વનનાં હરણો ને હરણીઓ પ્રભુની બંસી સાંભળી સ્થિર થઈ ગયાં છે. પ્રેમી હરણીઓની આંખમાંથી આનંદની જળધારા વરસી રહી છે. પ્રેમાળી દૃષ્ટિથી તેઓ પ્રભુ તરફ જોઈ પ્રભુનાં ઓશિઆળાં હોય તેમ તાકી રહ્યાં છે. તેમનાં ચક્ષુઓ પલક પણ નથી લેતા. શી રીતે લે ? વિશ્વને આનંદ આપે એવા રૂપાળા, અને શણગાર પણ તેવાજ ધારણ કરનારા ભગવાનને જોઈને તથા તેમનો કરેલો બંસીનાદ સાંભળીને દેવની સ્ત્રીઓ પણ મોહ પામી ગઈ. પોતાના પતિ પાસે છતાં તેમને પોતાના દેહની સુરતા રહી નહિ. આત્મા વિનાની થઇ ગઈ. તેમ તેમનો આત્મા પ્રભુના આનંદમાં લીન થઇ જવાથી સ્થિર થઇ ગઇ હતી. તેઓને વસ્ત્રોનું ભાન પણ રહ્યું નથી. તેમના અંબોડામાં ગુંથેલાં સુંદર પુષ્પો વેરાઈ જાય છે, તેની પણ તેમને ખબર નથી. બંસીમાં શી મિઠાશ ? બંસીમાં શી લહેજત ? બંસીમાં શી લહેર ? બંસીમાં શો આનંદ ?

એનાથી મોટો આનંદ તો ચૌદ બ્રહ્માંડમાં ન મળી શકે. બાબુભાઈ, જેને એ મહાન્ આનંદની ઇચ્છા હોય તે પ્રભુજીનું ભજન કરે. વ્રજભક્તોના જેટલો પ્રેમ જેનામાં હોય તે તો આજે પણ બંસી સાંભળી શકે છે. ( આ બંસીની વાત સાંભળી બધા છોકરાની આંખોમાંથી આંસુ ખરી પડયાં, દરેકનાં મોં પર આનંદની ઉંડી શાંતિ છવાઇ ગઈ)

ભગુ—ગુરુજી, આ બંસીની વાત સાંભળતાં આવો આનંદ આવે છે, તો સાક્ષાત્ સાંભળવામાં તો ભાન શી રીતેજ રહે ? શું પ્રભુ આપણને કોઇવાર બંસી સંભળાવશે? (આટલું બોલતાં બોલતાં ભગુની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. વિદ્યાર્થીઓને આજનો આનંદ બહુજ ભારે હતો, દરેક છોકરો ખૂબ ઉંડા વિચારમાં લીન થઇ ગયો હોય એમ જણાવા લાગ્યું).

---

## પાઠ ૨૪ મો.

## શ્રીકૃષ્ણની બંસીનાં તપ.

કનુ—ગુરુજી, કાલની વાંસળીની વાતમાં તો બહુજ આનંદ આવ્યો. મારાં દાદીમાએ તો કાલે વાંસળીનું એક ભજન ગાયું હતું. આપે જે વાત કરી તે એમાં ટુંકામાં કહી હતી. પણ કીર્તન બહુ મજાનું હતું. દયારામ નામના

કોઇ ભક્તરાજે એ રસિક કાવ્ય લખેલું છે, એની પહેલી લીટી એવી છે કે,

" વાગે વૃંદાવનમાં વાંસળીરે, ઉભો ઉભો વગાડે.કાન
નાદે વેધી મુનિવર પાંસળીરે "

મારાં દાદીમા એટલાંબધા મીઠા સુરથી ગાય છે કે, મને શીખવાનું મન થઈ ગયું. મને શીખવવા માટે દાદીમાને મેં અરજ કરી, તેમણે મને શિખવવા માટે કહ્યું છે. હું શીખી લાવીશ ત્યારે ગાઇશ.

ગુરુજી—ભાઇઓ, એવાં વાંસળીનાં કીર્તન તો બહુ છે. આપણી ગુજરાતી ભાષામાં તો દયારામભાઈની જીભેજ એ વાણી પ્રકટ કરી છે, એમનાં બધાં ભજન બહુ રસિક છે.

બાળુ—ગુરુજી, દયારામભાઇ કોણ હતા ને એ ક્યારે થઇ ગયા ?

ગુરુજી—એ વાત તમને કોઇવાર કહીશ, એમની વાત બહુજ મજાની છે. આજે તો આ બંસીની વાત અધુરી છે, તે સાંભળો. બંસી વાગી, ત્યારે ગાયોએ ઘાસ ખાવાનું પડી મુક્યું; અને કાન ઉંચા કરી પ્રભુની બંસી સાંભળવા મંડી પડી, દૂર ગએલી પાસે દોડી આવી, વાછરડાં પણ ધાવતાં બંધ રહ્યાં, ને વાંસળીનો નાદ સાંભળવા લાગ્યાં, પંખીઓ કેટલાંક તો હાલ્યા ચાલ્યા વગર સ્થિર થઈ બંસીના નાદમાં લીન થઇ ગયાં, મુનિઓની સમાધિઓ

પ્રભુનાં ચિંતનમાંથી છુટી બંસીમાં પેસી ગઈ, શ્રીયમુનાજી વહેતાં વહેતાં સ્થિર થઈ ગયાં, કારણ કે વહન કરતાં અવાજ થાય તેથી બંસી સાંભળી શકાય નહિ! ગોવર્ધન પર્વત બહુ ભાગ્યવાન છે, શ્રીકૃષ્ણના ચરણના સ્પર્શથી એ પાવન થયો છે. પ્રભુની એનાપર બહુ કૃપા છે. પ્રભુ ગાયોને પણ આ પર્વતની ખીણોમાં ચારે છે. ભગવાન બંસી પણ ઘણીવાર આ શિખર પરથી બજાવે છે ને ત્યાં ઉંચેથી નીકળતો સ્વર ચૌદ લોકમાં ફેલાઇ જાય છે. બંસીના તપનો પાર નથી, તેથી પ્રભુ તેની મારફતે બીજા ભક્તોને પણ સુખ આપે છે.

ભગુ—ગુરુજી, બંસીનું એવું શું પુણ્ય હશે કે પ્રભુ પોતાની પાસેને પાસે રાખે છે.

ગુરુજી—ભાઈ ભગુ, વાંસળી એક તો પ્રથમ જંગલમાં ઝાડ રૂપે ઉગી. તેણે ઉઘાડે ડીલે ખૂબ વરસાદ સહન કર્યા, તાઢ સહન કરી તથા તાપ સહન કરી પોતે બીજાને છાયાનું સુખ આપ્યું. આ બધાં દુઃખ વેઠતી વેઠતી તે મોટી થઇ, ત્યારે તેને કાપી કાપીને તેના પર કાણાં પાડી અંદરનો ગર કાઢી નાંખ્યો, એટલે મેલ કાઢી નાંખ્યો. જ્યારે તે તદ્દન શુદ્ધ થઈ, ત્યારે પ્રભુએ તેનો અંગીકાર કર્યો. આમ બંસીએ પ્રથમ દુઃખ વેઠ્યું છે, તેથી તેને હવે સુખ થયું છે. આપણે પણ સુખદુઃખ સહન કરી પ્રભુનુ

ભજન કરીએ, ઝાડની પેઠે શાંત રહીએ, પરોપકાર કરીએ, તથા મનમાંથી મેલ કાઢી નાખીએ તો મન શુદ્ધ થાય, એટલે પ્રભુ આપણા હૃદયમાં બિરાજે. પ્રભુ બહુ પવિત્ર છે એટલે તે પવિત્ર વસ્તુનો કે જીવનોજ સંગ કરે છે, બંસી શુદ્ધ ને પવિત્ર છે, તેમ આપણે શુદ્ધ અને પવિત્ર થઇ તેને ભજીએ તો જરૂર એ આપણો પણ સંગ કરે, ભક્તો ભગવાનને બહુ વહાલા છે, તેમાંએ શુદ્ધ પવિત્ર પ્રેમી બંસીના જેવા ભક્તો બહુ વહાલા છે. આપણે પવિત્ર બંસીના જેવા ભક્ત થવા પ્રયત્ન કરીએ, તો તેવા થવાય, ને પ્રભુ કૃપા કરી આપણને આનંદ આપે.

બાબુ—ગુરુજી, બંસી કયા ઝાડની બનતી હશે ?

ગુરુજી—બાબુભાઇ, બંસી વાંસની બને છે. પણ તમે જાણો કે બંસીમાં એવો ગુણ હશે તો તે નથી, બંસીમાં જે આનંદ છે, તે શ્રીકૃષ્ણના મુખનો છે. પ્રભુના વગાડવામાંજ એ મજા છે. બીજા કોઇ વગાડે તો એવો આનંદ ન આવે.

ભગુ—ગુરુજી, મેં તો વિચારજ કર્યો હતો કે, બંસીમાંજ એવા ગુણ હશે. આવા વિચારે મેં બંસી લાવી વગાડતાં શિખવાનો વિચાર કર્યો છે.

કનુ—ઓહો ગુરુજી, ભગુભાઇને તો શ્રીકૃષ્ણ બની જવું છે. ગુરુજી આ તો ખરો વિચાર કહેવાય, જો વાંસળીમાં

મજા હોય તો ઘણા લોકો વગાડે છે, પણ તેમાં કશી મજા નથી આવતી, પણ ભગુભાઈ, તમે વગાડજો તો ખરા. અમે સાંભળીશું ને હસીને આનંદ લઈશું. જો શ્રીકૃષ્ણના જેવી મીઠી વગાડશો, તો તમારી પાસે દોડી આવીશું પછી અમને ખૂબ વગાડીને સંભળાવજો. (ભગુભાઇ આ સાંભળી શરમાઇ ગયા.

ભગુ—ગુરુજી, હું જાણતો નહોતો કે, શ્રીકૃષ્ણ વગાડે તોજ આનંદ આવે. આમાં કનુભાઇ મારી મશ્કરી કરે છે.

કનુ—ગુરુજી, હું તો ખરૂં કહું છું. મશ્કરી કરતાં મને નથી આવડતી, તમે બંસી વગાડતાં શીખશો તો અમને પણ શીખવશો, ને આપણે બધા ભેગા રમીશું તો બહુ મજા પડશે.

---

## પાઠ ૨૫ મો.

## શિખામણો.

(૧) સાંજે વહેલા સુઈ જવું, ને સુતા પહેલાં પ્રભુને ભજવા અને પ્રભુનાજ ધ્યાનમાં ઉંઘી જવું.

(૨) સુતા પહેલાં હાથ પગ ધોઈ ચરણામૃત લેવું.

(૩) સવારમાં વહેલાં જાગવું, ને પ્રભુનું નામ સ્મરવું. કોઈ સારૂં ભજન આવડતું હોય તો સારા રાગે ગાવું.

(૪) દાતણુ કરતાં દાંત બરાબર ઘસવા, તથા મોં બરા બર સાફ કરવું.
(૫) શૌચ વગેરેથી પરવારી સ્વચ્છ જગાથી સ્નાન કરવું.
(૬) સ્નાન કર્યા પછી શરીરને ધોએલા સ્વચ્છ રૂમાલથી સારી પેઠે લ્હોવું.
(૭) નાહીને સ્વચ્છ ધોએલું પવિત્ર વસ્ત્ર પહેરવું.
(૮) પછી સુંદર તિલક કરવું. તિલક કરીને ચરણામૃત લેવું, તિલકમાં, હૃદયપર, શિરપર અને બેઉ આંખો ઉપર ચરણામૃત લગાવવું.
(૯) પછી થોડીવાર અથવા નવરાશ પ્રમાણે આવી પવિત્રતામાં પ્રભુનું ભજન કરવું અને સ્તોત્રપાઠ કરવા.
(૧૦) પછી માબાપને પ્રેમપૂર્વક પગે લાગવું; અને બે હાથ જોડી કંઇ કામકાજ હોય તો પૂછવું.
(૧૧) પોતાની નિશાળના પાઠ તૈયાર કરવા, વાંચવું તે એકાંતે બેસી બહુજ શાંત ચિત્તે ને મનમાંજ વાંચવુ.
(૧૨) વખત થાય ત્યારે શાંત રીતે નિશાળે જવું. નિશાળમાં બધા છોકરાઓપર હેત રાખવું. કોઇને ન આવડતું હોય તો શીખવવું અને આપણને ન આવડતું હોય તો આપણે શીખી લેવુ.
(૧૩) સોબત સારા વિદ્યાર્થીની કરવી.
(૧૪) વાણી મીઠી ને સાચી બોલવી.

(૧૫) નિશાળે જતાં અથવા ઘેર આવતા કોઇ સારા માણસ સામે મળે તો તેમને બે હાથ જોડી 'જયશ્રીકૃષ્ણ' કરવા.

(૧૬) ગુરુજી આવે ત્યારે હંમેશાં ઉભા થઇ બે હાથ જોડી પગે લાગવું.

(૧૭) સર્વ રીતે નિશાળમાં એક પવિત્ર વિદ્યાર્થીની પેઠે રહેવું જોઇએ.

(૧૮) ગુરુજી શીખવે તે ખૂબ ધ્યાનપૂર્વક સાંભળવું. નિશાળમાં ભણતી વખતે બીલકુલ વાત કરવી નહિ.

(૧૯) પોતાનાં ભાઈ બેન જોડે બહુજ સ્નેહ રાખવો, કદી લડવું નહિ.

(૨૦) રમવા જવું પણ રમતી વખતે પણ સાચું બોલવું ને કોઇનું મન કચવાય એવું બોલવું નહિ.

(૨૧) રમતી વખતે ખૂબ રમવું, અને આનંદથી રમવું.

(૨૨) દિવસમાં એક વખત પણ ઓછામાં ઓછું મંદિરમાં ભગવાનનાં દર્શન કરવા જવું.

(૨૩) કોઈ જગાએ ભજન કે નીતિની કથાવાર્તા થતી હોય ત્યા ઉમળકાથી જવું, મન રાખીને સાંભળવું ને તે પ્રમાણે વર્તવું.

(૨૪) સૌની સાથે હળીમળીને રહેવું, બધાને વહાલા લાગીએ એમ વર્તવું.

(૨૫) માબાપની પાસેથી કોઇ વસ્તુ પરાણે લેવાની આડાઇ

કરવી નહિ; ચાવણું કે એવી કોઇ ચીજ ઘર બહાર નીકળી ખાવી નહિ; ફળ સિવાય બજારની ચીજ ખાવી નહિ.

(૨૬) નવરાશે બેઠી ન રહેતાં ધર્મનાં પુસ્તકો વાંચવાં; વાચન હંમેશાં પવિત્ર પુસ્તકોનુંજ રાખવું.

---

## પાઠ ૨૬ મો.

## ભક્તિને વશ ભગવાન.

### રાગ ધનાશ્રી.

ભક્તિ થકી વશ થાય, દયાનિધિ ભક્તિ થકી વશ થાય,
ભવભંજનની ભક્તિ કર્યાથી, જન્મ મરણ મટી જાય–દયા. ૧
વિદ્યાનિધિ મોટા મુનિ છોડી, પશુ ગજ માટે ધાય;
દુર્યોધન ભોજન તજી રુચિથી, શાક વિદુર ઘેર ખાય–દયા, ૨
જેના મુખ પ્રસાદ કણ સારૂ, બ્રહ્માદિક લલચાય;
શૂદ્ર સ્ત્રી ભીલડીનાં બોરાં, લેતાં તે ન લજાય–દયા ૩
જે પર છત્ર ધરે પ્રેમથી, અમર છત્રપતિરાય;
તે ગિરિછત્ર ધરી સ્થિર કરમાં, ભજે ગોપ ને ગાય–દયા. ૪
વિધિ શિવ શેષ અશેષ વેદમાં, જેના દાસ કહાય;
અણુવાણે પદ દ્રુપદ સુતાના, દાસ બની તે જાય–દયા. ૫
વિદ્યાવૈભવ વિવિધ વચન બળ, કોઇ થકી ન રીઝાય;
ગોવર્ધન પ્રભુ પ્રેમબન્ધનથી, દીનબંધુ કહાય–દયા. ૬

પંડીત ગટ્ટુલાલજી.

## પાઠ ૨૭ મો.

## પ્રભુની માયા.

વાસુદેવ—ગુરુજી, આજે મારે ઘેર વાત થતી હતી, તેમાં ભગવાનની માયા અગાધ છે, તે તરવી કઠણ છે. વળી પ્રભુ તરણાનો મેરુ કરે છે, અને મેરુનું તરણું કરે છે. આ વાત થઇ તે મારા મનમાં સમજાતી નથી.

ગુરુજી—વાસુદેવ, ગરીબ સુદામાને રાજવૈભવ આપ્યો એ વાત શું તેં નથી સાંભળી ?

વાસુદેવ—હા, ગુરુજી, સાંભળી છે. એ સુદામાજીને પ્રભુએ વૈભવ આપ્યા પછી પ્રભુ એમને ઘેર ગયા નથી.

ગુરુજી—ગયા છે, અને અકળલીલા બતાવી છે

વાસુદેવ—ગુરુજી, અકળલીલા તે શું તે અમને કૃપા કરીને કહો.

ગુરુજી—વાસુદેવ, એમાં તો પ્રભુજીએ એક ક્ષણ વારમાં વરસોના અનુભવ સુદામાજીને આપ્યા છે. જેમ તરણાનો મેરુ ઈશ્વર કરે છે, તેમ એક ક્ષણ વારને વરસોનાં વરસો અને વરસોનાં વરસોને ક્ષણ વાર પ્રભુ બતાવે છે.

વાસુદેવ—પણ ગુરુજી, એવી વાત સાંભળ્યા વિના મનાય શી રીતે ?

ગુરુજી—સાંભળો ત્યારે, એકવાર સુદામાજીને ત્યાં શ્રીકૃષ્ણ પધાર્યા. આ વખતે સુદામાજીએ તેમનાં પત્નીને

કહ્યું કે, આ પ્રભુએ મને બધી સિદ્ધ સિદ્ધિ આપી છે, માટે હવે આજે તેમની બરાબર સેવા કર. અમે નદીએ નહાવા જઇએ છીએ ! ત્યાં સુધીમાં સુંદર ભોજન તૈયાર કર. સુદામાનાં પત્ની રસોઇ કરવા મંડયા. રોટલી વણવાની કણેક બાંધી, એટલે શ્રીપ્રભુ ને સુદામાજી નહાવા ચાલ્યા. રસ્તામાં જતાં સુદામાએ કહ્યું, મારે આપની અકળલીલા જોવી છે. લોક કહે છે કે કે પ્રભુની લીલા અકળ છે. શ્રીકૃષ્ણે કહ્યું સુદામાજી, અકળલીલા જોવામાં કંઇ મજા નથી. આ સાંભળી સુદામા બોલ્યા મજા નથી, પણ મારે જોવી છે. આમ વાતો કરતા કરતા બેઉ નદી પર આવી પહોંચ્યા. આવીને કિનારે ધોતીઆં મુકી નહાવા પડયા, એટલે શ્રીકૃષ્ણે કહ્યું કે, આપણે અહીંથી ડુબકી સાથે મારીએ, સામે પહેલો કોણ જાય છે ? બેઉએ સાથે ડુબકી મારી. શ્રીકૃષ્ણે સુદામાજીને ડુબકી મારતાં એક સાગર જેવાં સ્થાનમાં ધકેલી મૂકયા, આજુબાજુ અઘોર જળ સામે એક બેટ અને તે પર એક ગામડું બનાવ્યું. સુદામાએ તો ડુબકીમાંથી જેવું બહાર મોઢું કાઢયું, તેવુંજ આ જોયું, અને મનમાં ગભરાયા, અને બોલ્યા કે, મારી નદી કયાં ? શ્રીકૃષ્ણ કયાં ? આ અગાધ સિંધુ શો ? પછી પોતે ગભરાતા ગભરાતા બહાર નીકળ્યા, અને બેટ પર થઇ શહેર ભણી ચાલ્યા. ત્યાં તો સામે તે ગામનો આગેવાન શૂદ્ર મળ્યો, તેને સુદામાએ પુછયું કે, અહીંથી સુદામાપુરી જવું છે, કયારે પહોંચાશે ? તેણે

કહ્યું કે, સુદામાપુરી જતાં વીસ વર્ષ થશે. આ સાંભળી સુદામાના પેટમાં ભારે ફાળ પડી. આ જોઇ પેલા માણસે કહ્યું કે, ભાઇ આ ગામમાં બધી વર્ણો એક છે, ગમે તે ગમે તેનું ખાય છે અને ગમે તે જ્ઞાતિમાં પરણે છે. તમારે આ ગામમાં રહેવું હોય તો ચાલો. સુદામાજી આવું અનાચારવાળું બધું સાંભળીને ખૂબ ગભરાય, અને વિચારવા લાગ્યા કે, ખાઇશું શું ને રહીશું ક્યાં?

---

## પાઠ ૨૮ મો.

## પ્રભુની માયા. ભાગ ૨.

વાસુદેવ—ગુરુજી, આ તો પ્રભુ ખરા કહેવાય.
ભિખારા—સુદામાને કેવા સ્થાનમાં ધકેલી મૂક્યા. હવે શું ખાશે ને ક્યાં રહેશે?

ગુરુજી—ભાઇઓ સાંભળો તો ખરા, પ્રભુ બધું કરશે. આ વખતે સુદામાએ પૂછ્યું કે ભાઈ, આ ગામમાં ઘરબાર રહેવાનું મળશે અને ખાવાપીવાનું કાંઇ સાધન મળશે? પેલા શૂદ્રે કહ્યું કે, આપની ઈચ્છા હોય અને રહેવું હોય, તો ચાલો મારે ઘેર. મારે એક ઉમર લાયક દીકરી છે, તે તમને પરણાવીશ. રહેવાનું ઘર આપીશ. ઘર ખર્ચ બધું પુરૂં કરીશ. પણ તમે બ્રાહ્મણ છો, અને હું શૂદ્ર છું. આ સાંભળી સુદામાજી વિચારમાં પડી ગયા કે, શૂદ્રનું ખવાય કેમ અને કન્યા પણ કેમ પરણાય? વળી વિચા-

રવા લાગ્યા કે, ત્યારે રહીશું ક્યાં ને ખાઇશું શું ? મારે આમ કર્યા વિના છુટકો નથી. ચાલો કન્યા મળે છે, રહેવા ઘર મળે છે, કમાવાની પંચાત નથી. વળી સુદામાપુરી જઇશું ત્યાં કોણ જાણનાર છે ? આમ વિચારી બધી વાત હા પાડી, અને તે શુદ્રને ઘેર ગયા. તેની કન્યાને પરણ્યા. ઘરસંસાર માંડયો. સુદામાપુરી તો આ માયામાં ભુલીજ ગયા. પાંચ તો છોકરા થયા, ને ભારે વિસ્તાર વધ્યો, એવામાં કોઇની એક સ્ત્રી મરી ગઇ તેને બાળવા બધા ગયા, ત્યારે સુદામાજી શ્મશાનમાં ગયા. આ સ્ત્રી સાથે એનો ધણી એનું શબ લઇને બળવા મંડયો. આ જોઈ સુદામાજીએ પૂછયું કે, આ પુરુષ આ સ્ત્રી સાથે કેમ બળે છે ? એટલે ગામના લોકોએ કહ્યું કે, આ ગામમાં એવો રિવાજ છે કે સ્ત્રી મરી જાય, તો પુરુષ તેની પાછળ સતીઓ થાય. આ સાંભળી સુદામા બોલ્યા કે, ભાઇ આ તો બધુંજ ઉંધું. સ્ત્રી પાછળ પુરુષ બળે એ તો મૂર્ખ કહેવાય, આ સાંભળી લોકોએ કહ્યું કે, સુદામાજી, જો કોઈ સ્ત્રી પાછળ તેનો ધણી ન બળે તો, અમે પરાણે પણ બાળી દઈએ, પણ રિવાજ ન છોડીએ. આ સાંભળી સુદામાને ભારે ફીકર પેઠી, અને મનમાં વિચારવા લાગ્યા, મારી સ્ત્રી મરી જશે, તો મારે પણ મરવું પડશે. આમ કરતાં કરતાં થોડા દિવસ ગયા, એટલામાં સુદામાની સ્ત્રી મરણ પામી, આથી સુદામા પાછળ બળવાની બીકે હૈયું ને માથું કુટવા લાગ્યા, અને

સંતાઈ ગયા. ગામલોકો તો સ્ત્રીને બાળવા લઇ જવા આવ્યા, પણ સુદામા દીઠા નહિ, એટલે આડે અવળે તપાસી ખોળી કાઢયા, અને ઘસડીને સ્ત્રી જોડે બાળવા લીધા. સુદામા તો ખૂબ રડવા લાગ્યા, પણ કોઇને દયા ન આવી. સ્મશાનમાં ગયા, એટલે સુદામાએ વિચાર કર્યો કે, આ સ્ત્રી સાથે જીવતા બળતાં મહા દુઃખ પડશે, શરીરે ફોલ્લા ઉઠશે, વળી પાણી ઝરશે, ને લાય વેઠાશે નહિ, તે કરતાં આ દરિઆમાં ડુબી મરૂં તો સારૂં. જલદી જીવ તો જાય, અને વીતે નહિ. આવો વિચાર કરી સુદામા બોલ્યા કે, ભાઈ મને દરીઆમાં નહાવા જવાદો. હું નાહીને શુદ્ધ થઈને બળવા માટે આવું છું. લોકોએ નહાવા જવા દીધા. એટલે સુદામાએ ત્રાસથી દરીઆમાં પડતું મુકયું, અને ડુબી ગયા. શ્રીકૃષ્ણ ત્યાં ઉભા છે, તેમણે સુદામાને પોતા તરફ ખેંચી લીધા, અને બોલ્યા કે, હું ડુબકી મારીને પહેલો નીકળ્યો છું. આ સાંભળી સુદામાજી હેબતાઈ ગયા, અને બોલ્યા કે, શાના પહેલા નીકળ્યા અને શાનો ડુબકી ? વરસોનાં વરસો વીતી ગયાં. આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા, સુદામા, શું ઘેલા થયા છો કે શું ? આ હમણા આપણે નહાવા આવ્યા, ને આ ડુબકી મારી ને હું પહેલો નીકળ્યો. આ સાંભળી સુદામા બોલ્યા કે, મેં ડુબકી મારીને જેવું ડોકું કાઢયું, તેવુંજ મોટું આશ્ચર્ય પમાડે એવું સ્થાન દેખાયું. પછી બધી હકીકત કહી. શ્રીકૃષ્ણ કહે કે બધી વાત તમારી જુઠી, તમને ઉન્માદ થયો છે. ચાલો તમારી સ્ત્રી પાસે જઈએ, અને

જોઈએ. ઘેર ગયા તો હજી નવટાંકની રોટલી વણવાની બાકી છે. આ સાંભળી સુદામા સમજી ગયા કે, આ તો પ્રભુએ મને અકળ લીલા બતાવી, એટલે સુદામાએ કહ્યું, મારે તમારી અકલ લીલા સ્વપ્ને પણ કદી જોવી નથી. તમારી લીલા અગાધ છે, એમ કહી પગે પડયા, અને પોતે પ્રભુને અકલ લીલા બતાવવાની તસ્દી આપી માટે માફી માગવા લાગ્યા.

વાસુદેવ—ગુરુજી, આતો બહુ નવાઇની વાત કહે-વાય, એક ડુબકી મારી બહાર, નીકળે એટલામાં સુદામાને કેટલું બતાવ્યું ?

ગુરુજી—ભાઇ આવી લીલા શ્રીશુકદેવજીને પણ પ્રભુએ બતાવી હતી, એ વાત વળી કોઇવાર કરીશું પણ આપણે વિચારવાનું એ છે કે, આ જગતમાં બધે એવીજ લીલાઓ થઈ રહી છે. ચાર દહાડાનું અંદરાણું આ મનુષ્ય જન્મ છે, તે વારે વારે નથી મળતો, પણ તેનો સારો ઉપયોગ કોણ કરે છે ? કોઇ વીરલા સંત પુરુષોજ મનુષ્ય જન્મની કીંમત સમજે છે. અન્ય સામાન્ય જીવો તો આ પવિત્ર મનુષ્ય જન્મ જગતના માયાવી ઝગડામાં ધૂળધાણી કરી નાખે છે. દયારામભાઇ તો કહે છે કે "લટકું અમુલખ ચાલ્યું ચેતો દયા નહિ તો નિશ્ચે પડશે હાથ ઘસવા " આ મનુષ્ય જન્મનું અમૂલ્ય લટકું જતું રહેશે, માટે હે દયા તું ચેત, નહિ તો તારે છેવટે હાથ ઘસવા પડશે. મતલબ કે મરતા પહેલાં પ્રભુનું ભજન કરી લે, એટલે મનુષ્ય જન્મ સફળ થાય.

## પાઠ ૨૯ મો.

### યાચના.

### રાગ ભેરવી.

હરિ મારૂં અંતર શુદ્ધ કરો રે,
હરિ મારી નિર્મળ બુદ્ધિ કરો રે–ટેક–

હરિ મને પ્રપંચ વિસરાવોરે,
મુજમન નિજ છબીમાં લોભાવો રે–હરિ–

હરિ હું ભાવું[1] એવો કરોરે,
હરિ મારા તનમન પાપ સમાવો રે–હરિ–

હરિ મારી દુર્મતિ દૂર કરો રે,
અંતર ભક્તિભાવ ધરો રે–હરિ

હરિ નિજની લીલા દરશાવો રે,
નિશદિન સત્સંગતિ ભાવો રે–હરિ–

હરિ મારૂં ચિત્ત ચરણે રાખો રે,
દયા તું મારો શ્રીમુખે ભાખો રે–હરિ–



---

૧ વહાલો લાગું.

## પાઠ ૩૦ મો.

## સુંદર વચનો.

૧ વિદ્યા અભ્યાસ વડેજ આવડે.

૨ પ્રભુ ભક્તિ વડેજ વશ થાય છે.

૩ દયાજ ધર્મનું મૂળ છે.

૪ પવિત્ર માણસો મન અને ઇંદ્રિયો વશ

૫ સંપ ત્યાં શાંતિ હોય છે.

૬ આનંદી રહેવું એ પ્રભુને બહુ ગમે છે.

૭ ધર્મ પ્રમાણે ચાલવામાંજ આનંદ છે.

૮ વિવેક એ દશમો નિધિ છે.

૯ વિદ્યા વગરનો માણસ પશુ છે.

૧૦ તિલક એ ભક્તિયજ્ઞની ચોરી (વેદી) છે.

૧૧ સેવા ધર્મ બહુજ કઠણ છે.

૧૨ નમ્રતા એ નિધિ છે.

૧૩ વાણીમાં પણ સ્વાદ અને મિઠાશ હોય

૧૪ મીઠી સ્વાદવાળી અને રસિકવાળી એજ વ.

૧૫ ધર્મ એજ ધન છે.